# ખોલાસો.

૧૧૨૧૯

આ નાનું ચોપાન્યું મી૦ દીનશાહ મહેરવાન છત્રાનીની ફરમાશથી " એક જરથોસ્તીએ પોતાની જીંદગી કેમ ગુજારવી " એવાં નામ હેઠળ મારા મરહુમ મુરબી મી૦ નશરવાનજી ફરામજી બીલીમોરીઆએ લખ્યું હતું, અને તે " બઝમે જશ્ને રૂઝે અહુર-મઝદ " તરફથી ૧૯૦૨માં છપાવી પ્રગટ કરવામાં આવ્યું હતું. ત્યાર પછી તેની બીજી આવૃત્તિ "જરથોસ્તી ફરજીઆત" નાં નામ હેઠળ પ્રગટ થઇ હતી. હમણાં મરહુમનાં સઘળાં પુસ્તકો ખપી જવાથી તે ફરીથી છપાવવાની થએલી ગોઠવણ મુજબ આ ત્રીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે.

નવસારી<br>૧-૧૦-૨૩ } અરદેશર નશરવાનજી બીલીમોરીઆ,

માલેક અને અધીપતી ચેરાગ.



"અએવો પથાઓ યો અષહે: વિસ્પે અન્યેશામ્ અપંથામ્."
માર્ગ માત્ર એકજ છે, તે અષોઇનો: બીજા સઘળા માર્ગો ખોટા.

---

## પ્રસ્તાવના.

**જરથોશ્તી** તરીકા મુજબ માણુસે સંસારમાં રહી ધર્મી જીંદગી ગુજારવાની છે. માત્ર સંસારમાં રહેવું અને ધર્મથી બેદરકાર રહેવું, એ હેવાન્યત કરતાં ઘણી ઉંચી જીંદગી કહેવાય નહી; પણ સંસારમાં રહીને ધર્મી જીંદગી ગુજારવાથીજ માનવી મીનોઈ જ્ઞાન અને અક્કલમાં ઉંચે દરજજે ચઢી શકે છે. સંસારમાં તો આ પ્રકારની જીંદગીજ ઉંચી કહેવાય. સંસારમાં રહી ધર્મી જીંદગી ગુજારવામાં વધુ ખરચ બેસતો નથી, પણ સંસારમાં રહી ધર્મ નહી પાલવાથી, અથવા ધર્મ તરફ બેદરકાર રહેવાથીજ, ખર્ચ વધે છે, મુશકેલી વધે છે, દુ:ખ વધે છે. કારણ કે ધર્મી જીંદગી સાદી જીંદગી છે, અને ધર્મ વગરની સંસારી જીંદગી જંજાલી જીંદગી છે.

સંસારની જંજાલો હલકી કરવાને, અથવા તે જંજાલો દુર કરવાને, ખરાં ધર્મજ્ઞાનની જરૂર છે. જો ધર્મજ્ઞાન ખરૂં હોય અને તે પ્રમાણે ચાલવામાં આવે તો સંસારની ઘણી જંજાલો અને મુસીબતો દુર થાય.

અષેમ્ વોહૂ વહિશ્તેમ્ અસ્તી, ઉશ્તા અસ્તી, ઉશ્તા અહ્માઈ હ્યત્ અષાઈ વહિશ્તાઈ અષેમ્.

"અષોઇ સૌથી સરસ નેઆમત છે, સુખ છે; સુખ તેને (છે) કે જે સૌથી સરસ અષોઇને વાસ્તે અષો (છે)."

[એરવદ કા. એ. કાંગાનો તરજુમો.]

જરથોશ્તી ધર્મનો મૂળ પાયો અષોઇ ઉપર રચાયલો છે, અને જેમ જેમ આપણે તે અષોઇનો બોહોળો અર્થ સમજતા જઇયે છિયે તેમ તેમ આપણે વધારે સાદી જીંદગી ગુજારતાં શીખીયે છિયે, કારણ કે અષો જીંદગી ગુજારવાથીજ ડહાપણ વધતું જાય છે, અને જેઓ ડહાપણ-વાન થઇ ગયા છે તેઓ સઘળા સાદાઇના સરદારો હતા. ડહાપણ અને સાદાઈ, ડહાપણ અને અષોઇ, એટલો નીકટ સંબંધ ધરાવે છે કે તેઓને એક બીજાથી જુદાં પાડી શકાય નહીં.

એક માણુસની જીંદગી ગુજારવાની જાહેર રીત તેના બાતેનના આચાર વિચારનું માપ છે. ખરો અકકલવાન કદી પણ ઇશ્કી હોતો નથી. ઇતરાટ, ઇશ્કીપણું, તકોબરી, છાલકા-પણું, એ સઘળું અભિમાનમાંથી પેદા થાય છે, અને

અભિમાન અવિદ્યા અથવા અજ્ઞાનપણું દેખાડે છે. ખરાં જ્ઞાનમાંથી ઉપલા દુર્ગુણો જન્મ પામે નહીં, પણ ખરાં જ્ઞાનમાંથી સાદાઈ અને અષોઈજ ઉત્પન્ન થાય છે, વિષઈ, મોજીલી અને બહારથી ખોટા ભપકાવાળી જીંદગી અજ્ઞાનતા અને અભિમાનમાંથી બહાર આવે છે. એટલા માટે એવી જીંદગીનું છેવટ **પસ્તાવો** હોય છે; જ્યારે ખરાં ધર્મજ્ઞાન સાથ સાદી જીંદગી ગુજારવાનું છેવટ **પરમ સુખ** મળે છે. અષોઈ સુખ લાવે છે, અન–અષોઈ દુઃખ લાવે છે.

ત્યારે જો જરથોસ્તી સંસાર મુશકેલ, કઠણ અને દુઃખદાયક માલમ પડતો હોય તો તેનો સબબ **અષોઇની,** યાને, બીજા શબ્દમાં બોલીયે તો **સાદાઇની** ગેરહાજરીજ હોવોજ જોઈએ.

એમ હોવાનો સબબ આપણી આજની સંસારી કેળવણી છે. જો આપણને એવી સંસારી કેળવણી આપવામાં આવે કે આપણી જીંદગી ગુજારવાને "ખોદાએ પેદા કીધું તે સઘળું ભોગવવું જોઇએ, તે માટે પૈસા મેળવવા જોઇએ. અને તે માટે સાચા કે જુઠા ગમે તે ઉપાયો યોજવા જોઇયે," તો તે વિચાર ખુદાએ મુકરર કીધેલા કાયદાથી ઉલટો છે. જેઓ એમ બોલે છે તેઓને ખબર નથી કે ખુદામાંથી તો માત્ર અનાસરો નીકળ્યાં છે, તે પણ કેટલાંક બીજાં નુરોની મારફતે; અને માણસના આ ફાની દુનિયાંના સુખની કરોડો વસ્તુઓ જે બની છે તે તો માણુસે પોતાના ઉદ્યોગ યાને

સ્વાર્થને માટે બનાવી છે. વળી દુનિયાંમાં ચોતરફ નજર કરતાં માલમ પડે છે કે પૈસાવાળા થવાની સરજત ઘણાજ ઘણાજ થોડા લોકોની હોય છે, અને આદમ જાતનો મોટો ભાગ આખી જીંદગીભર ગરીબ અને વચલે વાંધેનો રહે છે, તેથી સઘલાંજ લોકો "ખુદાએ પેદા કીધી તે સઘલી ચીજોનું સુખ ભોગવવા" પામતાં નથી, અને તેમ થવાની કાંઈ જરૂર પણ નથી; કારણ કે અધર્મી સંસારની મોજમજાહો અને લાલચો માણસને ખુદાથી દુર રાખે છે, અને જે માણસ ધર્મ છોડી ફકત સંસારના મોહમાં લપટાયો તે હમણાં કે હવે પછી, હ્યાં કે ત્યાં, હમેશાં મોહતાજમંદ, હાજતમંદ, ચિંતાતુર અને દુઃખીયારોજ રહેવાનો.

તે છતાં જે માણુસ સંસારી જીંદગી ગુજારવાની જંજાલોમાંથી છટકી જઈ માત્ર ફકીરી કે એકલપેટી જીંદગી ગુજારવા ચાહે તે તો હીચકારોજ ગણાય, કારણ કે સંસારજ એક એવું લડાઈનું મેદાન છે કે જેના મધ્યમાં રહી માનવી પોતાના દુર્ગુણો, લોભ, લાલચ, ઈત્યાદી જાગૃત કરી તેને તાબે કરી શકે છે, યા તેમનો પરાજય કરી સ્પેન્તમૈન્યુની બાંહેધરી તળે અંધરેમૈન્યુને મારીને અહુરમજદની વધારે નજદીક પોંહોંચી શકે છે.

પણ આ લડાઈ મારવાનું કામ એટલું મુશકેલ છે કે તેની સનમુખ એક લશકરી સરદાર કેટલીક ફોજની મદદ લઈ, આજના સુધરેલાં ખાનાંખરાબી કરનાર હથિયારો

સાથ, એક દેશ જીતે છે, તે જીત મુકાબલામાં સેહલીજ ગણી શકાય. સંસારી લડાઈ મારવાનું કામ એટલું બધું મુશકેલ છે, કારણ કે તે આપણને પોતાને એકલે હાથેજ મારવાની છે; પણ જ્યારે તે માર્યા વગર છુટકોજ નથી,—આજે નહીં તો કોઇ કાળમાં, હમણાં નહીં તો હવે પછી કોઇ બીજા રૂપમાં—ત્યારે તે કામ તદબીરથી પાર ઉતારવું તો જોઇયે.

જરથોસ્તી ધર્મ મુજબ માણસમાં સ્પેન્તમેન્યુ અને અંઘરેમેન્યુની જે લડાઇ ચાલે છે તે એજ લડાઈ છે. આખરે સ્પેન્તમેન્યુની ફ-તેહ અને અંઘરેમેન્યુની હાર થવી જોઈયે. તે માટે બે રસ્તાઓ છે: એક તકદીર અને બીજો તદબીર. આ રસ્તો મુશકેલ છે એમ માની તેને તકદીર ઉપર છોડવાથી આપણા દુ:ખનો વખત લંબાય છે; પણ તદબીરથી, વિવેકથી, જો કામ કરવામાં આવ્યું હોય તો, તદબીરથી જેમ એક દેશ જીતનાર જીત મેળવે છે, તેમ આપણા દુ:ખનો અંત આપણે જલદી લાવી શકીયે. પણ માનવી જે કામ તદબીરથી બજાવવાનું છે તેને તકદીર ઉપર છોડે છે, અને તકદીરથી મળવાનું જે નિર્માણ થયલું છે તે માટે તદબીરનો ઉપયોગ કરે છે.

જમાનાનાં અનુભવો અને દુનિયાની તવારીખ સાબેત કરી આપે છે કે આ તદબીર સાદી અપો જીંદગી ગુજારવામાં સમાયલી છે. અસલનો ઇરાની સુખી હતો "તે

ખુદાની વધારે નજદીક હતો"* અને તેની "બંદગી ખુદા અને ફેરેશતાઓ સાંભળતા હતા," કારણ કે તે અપો હતો, તે સાદો હતો, તે જંજાલ વગરનો હતો.

". . . . They [ the Magi ] renounce rich attire and the wearing of gold. Their raiment is white upon occasion; their beds, the ground; and their food, nothing but herbs, cheese and bread. Their chief employment was religious worship, they being conceived to be the only persons whose prayers God and angels would hear." †

". . . તેઓ [મગવો] ભપકાદાર પોશાકો અને સોનાનાં ઘરેણાં તરક કરે છે, સર અવસર ઉપર તેઓ સફેદ સાદો પોશાક પહેરે છે; તેમના બીછાના જમીન છે; અને તેમનો ખોરાક કાંઇ નહી પણ વનસ્પતી, પનીર અને રોટી છે. તેમનું મુખ્ય કામ ધાર્મિક આરાધના છે, કારણ કે માત્ર તેમનીજ બંદગીઓ [અરજો] ખુદા અને ફેરેસ્તાઓ સાંભળે છે એવું માનવામાં આવતું હતું."

અલબત, આજના આપણા સંસાર સાથ સરખાવતાં ઉપલો વિચાર ઘણાકોને કદાચ હસવા જેવો લાગે. પણ આપણે લગાર દરયાફત કરીશું તો માલમ પડશે કે એમાં નવાઈ જેવું કાંઈ નથી. જો કે આજે એવી રીતની જીંદગી

---

* Malcolm's "History of Persia."

† "Treatise o' Magic," cited by Laertius."

ગુજારવી કેટલાકોને અગ્યહુવારી અથવા નહી બનવા જોગ લાગે, તે છતાં, જો આપણાથી બની આવે તો આપણી આજની જીંદગી ગુજારવાની રીતોમાં કાંઈ ઘટતો ફેરફાર કરી શકીયે.

આપણે ગંભીરપણે વિચાર કરીશું તો માલમ પડશે કે ઉપલા ગ્રીક સાહીત્યના ફકરામાં જણાવ્યા મુજબ આજે પણ જો કોઇ ઠરાવ કરે તો કોઈક એવી રીતની જીંદગી ગુજારી શકે. એક પારસી જાહેર પુરૂષને લાકડાંનાં પાટીયાં ઉપર સુવાની ટેવ પડેલી સાંભળવામાં આવી છે; "વનસ્પતી, પનીર અને રોટી" જેવા ખોરાકપર આજે પણ કેટલાકો પોતાનો નિર્વાહ કરી શકે; અને પોશાકમાં પણ સફેદ કપડાં આપણુ વાપરીયે છીયે. પણ જીંદગી ગુજાર. વાની રીતમાં જુદી જુદી પ્રજાઓની સાથે વસવાથી તેઓની રીતભાતો આપણામાં આમેજ કરી, તેવી ટેવો પડવાને લીધે હવે તેમાંથી છુટાતું નથી. તેથી સંસારમાં રહી સઘળા વૈભવો ભોગવવાને આપણે જે હાજતો વધારી છે તે પુરી પાડવાનું કામ જેટલું મુશકેલ લાગતું નથી, એટલું આ ટેવો છોડવાનું કામ મુશકેલ થઈ પડયું છે.

એનું પરિણામ શું આવ્યું છે? પરિણામ એ આવ્યું છે કે જ્યારે અસલી ઈરાની, ઘણીજ ઓછી જંજાલોને લીધે, ઘણો વખત ખુદાના સમાગમમાં રહેવા માટે ફુરજદ પાડી શકતો હતો, અને એકાગ્ર ચિત્તથી

"ખુદા અને ફરેશ્તાઓને પોતાની અર્જ કરવાનો" હક ધરાવતો હતો,—અને એવીજ રીતની ચાલુ બંદગી કાંઈ ફળ ઉત્પન્ન કરનાર થઈ પડવી જોઈયે—ત્યારે આજે આપણી સેંકડો જંજાલો સાથ કીધેલી થોડી મીનીટની બંદગી જો તેનું ફળ નહીં લાવે તો તેમાં અજાયબ થવાનું કાંઈ નથી. બંદગી ઇચ્છા શક્તિ [will-power] સાથ થવી જોઇયે. આજના એક કેળવણી પામેલા એરવદ સુદ્ધાં જો એમ કહે કે "કોશેશ સાથ પ્રાર્થના કરવા છતાં પરિણામ આપણી મુરાદ મુજબ નહીં આવ્યું તેમાં હવે આપણો કાંઈ ચારો નથી"* તો તેમાં મુજાકો શો છે?

જેમ જેમ સંસારી હાજતો વધે છે, જેમ જેમ સંસારી લાલચો વધે છે, તેમ તેમ તે મેળવવાને વધારે વખત સંસારી ખટપટોમાં રોકાવું પડે છે, અને તેટલો વખત આપણાથી ખુદા વિષે, ખુદાની [મીનોઈ] દુનિયાં વિષે, ખુદાના હમકાર સાથ [અમશાસ્પંદો અને યઝદો વિષે વિચાર કરવાને વખત મળતો નથી, તેથી આપણે વિચારમાં સુદ્ધાં તેમનાથી વધારે ને વધારે દુર જતા જઇયે છિયે; અને તેમનાથી દુર થવું એ આપણી ઉપર બદબખ્તી લાવવા જેવું નહીં તો બીજું શું? તેમના સંબંધમાં રહેવુ હોય, તેમના સમાગમમાં રહેવું હોય, તેમની વચ્ચે રહેવું હોય, તો આપણે આપણી આસપાસનું ખોરેહ આપણા

* એરવદ શેહરીયારજી દાદાભાઇ ભરૂચાની વાચજ, સને ૧૮૮૯.

મીનોઇ વિચારોથી તેજસ્વી બનાવવું જોઇએ. રોશન બનાવવું જોઇયે, કે જે રોશન ખોરેહ તરફ આકર્ષણ શકિતના કાયદાથી રોશન નુરો ખેંચાય, અને એ રીતે આપણે ખુદા અને ખુદાની અષો મીનોઇ હસ્તીની વધારે નજદીક, તેમના સમાગમમાં, રહી શકીયે. એવી હાલતમાં રહેવામાં જે સુખ સમાયલું છે, તે સુખનો ખ્યાલ પૈસા-ટકાથી મેળવાતાં સુખની શોધમાં રહેનાર માણસને તો કયાંથીજ આવે? એવાં માણસની આસપાસ ગમે તેવી આફતો હાજર હોય તોપણ તે સુખીજ છે. એવાં માણસની આસપાસના માણસો ઉપર પણ જો કાંઈ આફત આવી પડી હોય તો તે દુર કરવાને પણ તે કોશેશ કરે છે, પણ તે પૈસાથી કે અંગબળથી દુર કરતો નથી, તે વિચારથી દુર કરવાની કોશેશ કરે છે, અને માણસના વિચારનું બળ કેટલું મોટું હોય છે તે માત્ર થોડા વિદ્વાનોજ સમજી શકે છે.

## આજનો મિશ્રીત સંસાર અને ધર્મ.

સંસારમાં રહી ધર્મી જીંદગી ગુજારવાના સવાલમાં આપણને પેહેલી બાબદ આવી મળે છે તે એ કે "સંસાર" કોણને કહેવો? જો એ વિષે વિગતે પુછપરછ કરવા બેસીયે તો, આજે સંસારી રીવાજો અને રીતભાતો એક નાના જેવા પારસી ટોળામાં એટલાં બધાં વધી ગયાં છે કે, તે વિષેની વીગતો આ નાના વિષયમાં સમાઇ શકે નહીં. કારણ કે "છુટાપણા"ને નામે ઉલટા વિચારથી પારસી ટોળામાં જે

ફેરફારો સૌ સૌએ પોતાની સમજ પ્રમાણે કીધા છે, તે ગોયા "બકરૂં કહાડતાં ઉંટ પેસાડવા" જેવા થયા છે. સંસારમાંથી "હિન્દુ વેહમો" કાઢવા જતાં "ક્રિશ્ચીયન આફતો" વધી ગઇ છે, અને દરેક કુટુંબ એવા કચુબર સંસારને "ખરો જરથોશ્તી સંસાર" માની લે છે. આપણાં સુખને બદલે દુઃખનાં નવાં સાધનો ઉમેરાયાં છે. એમાંથી આપણને ધર્મજ બચાવી શકે. પણ પાછો સવાલ ઉભો થાય છે કે, ધર્મ કયો અને કેવો ? હ્યાં પણ આપણને ઉપલોજ ગુચવાડો નડે છે. હિન્દુ ધર્મના રીવાજો દુર કરવાને બહાને જરથોશ્તી ધર્મની ભાંજફોડ થઈ છે. સબબ કે જરથોશ્તી અને હિન્દુ ધર્મો એકજ મુળમાંથી નીકળેલા હોવાથી બેઉની ફીલસુફી, ભાષા, ધર્મ રીવાજો એટલા તો મળતા આવે છે કે, એક રીવાજને હિન્દુ વેહમ સમજી બાતલ કરતાં આડકતરી રીતે જરથોશ્તી ધર્મનો મુળ પાયો ખોદાય છે, જે લાગતા વળગતા આગેવાનો જોઈ શકતા નથી. જે રીવાજ કે ક્રિયામાં એક જડ મનશકિતનો કે અજ્ઞાન માણસ વહેમ જોય તેજ રીવાજ કે ક્રિયામાં એક જ્ઞાની પુરૂષ કે વિદ્વાન કુદરતનો કાંઈ ભેદ કે સચાઈ સમાયલાં જોઇ શકે. તેથી એવી ભાંજફોડ થયા પછી ધર્મ સંબંધી અમુક કાનુનની હાજત ઉભી થતાં ક્રીશ્ચીયન રીતીઓ દાખલ થઇ છે, અને તેને માટે આપણને સમજાવવામાં આવે છે કે "એ ખરો જરથોશ્તી ધર્મ" !

એ સઘળી તકરારી બાબદો બાજુ રાખી, આપણે માત્ર ધર્મ અને સંસાર વિષે અસલ વિચાર શો હતો તે ધોરણથી કામ લઈશું; અને તેમ કરતાં એક "આઈડીયલ", એટલે ખરા સુખવાસી જરથોસ્તીના લક્ષણ ધર્મ પુસ્તકોની રોશનીથી જોતાં કેવાં હોવાં જોઈયે તે જાણી લઈ તેના ફાયદા તપાસીશું.





# જરથોશ્તી ફર્જીયાત.



થ્વોઈ સ્તઓતરસ્ચા માંથ્રનસ્ચા અહુરમજદા ઓગે-મદએચા, ઉસ્મહીચા, વીસામદએચા.

"અય અહુરમજદ! તારી સ્તુતિ કરનારા અને માંથ્ર ભણનારા તરીકે અમો પોતાને ગણીએ છીએ, અને ઇચ્છીએ છીએ અને કબુલ રાખીએ છીએ." [યજશ્ને, હા ૭, ફકરો ૨૪.]

હરેક જરથોશ્તીએ ઉઠતાં અને બેસતાં સદાકાળ અહુરમજદનુ નામ લેવું જોઈયે. એનો ભાવાર્થ કાંઈ એમ નથી કે ખુદાનું નામ ચોકસ તક ઉપરજ લેવું. પણ નિરંતર તેના નામનું સ્મરણ મનમાં ચાલ્યા કરવું જોઇએ. પણ દલગીરી ભરેલું છે કે જો આ સ્મરણ કોઈ જરથોશ્તીએ કરવા માંડયું તો તે મશકેરીનું મધ્યબિંદુ થઈ પડે! કોઈ કોઈ ખુદાનું સ્મરણ મનમાં કરતા હતા; પણ તેબી હવે કોઇ જરથોશ્તી કરતા હોય એમ માનવાને શક જાય છે, અને તે છતાં આપણે બડાઈ મારીયૈ છિયે કે આપણે સુધરીયે છિયે!

અહુરમજદ યશ્તમાં અહુરમજદ જરથોશ્ત સાહેબને જણાવે છે કે—

યસ્ચ મે અએતાહિ અંઘહુવો યત્ અસ્તવઇન્તિ સ્પિતમ જરથુશ્ત્ર ઇમાઓ નામેનીશ દ્રેનજયો ફ્રશ્વ,

પઇતિ વા અસ્નિ, પઇતિ વા ક્ષફ્ને. ફ્રઅવ ઉસ વા હિશ્તાઃ ની વા પઇધ્યેમ્નો, ની વા પઇધ્યેમ્નો ઉસ વા હિશ્તો; અઇવ્યાઓંઘૂહનેમ્ વા અંઇવ્યાઓંઘૂહ્મ્નો, અઇવ્યાઓં. ઘહનેમ વા બૂજયેમ્નો, ફ્રા વા ષુસ હચ ગાતઓત્ ફ્રા વા ષુશ હચ જન્તઓત્ ફ્રા વા ષુસ હચ દંઘહઓત અવ-જસ દખ્યુમ્ આ નોઇત્ હિમ નર, અંઘહે અયાંન્, નોઇત્ અંઘહાઓ ક્ષપો, અએશ્મો દ્રુતહે દ્રક્ષ મનંઘ્રહે અવસ્યાત. નોઇતિ અકવો, નોઇત્ ચકવો, નોઇતિ ઇષવો, નોઇતિ કરેત, નોઇત્ વજર, નોઇત વીસેન્તી અસાને અવસ્યાત.

"અએ સ્પિતમાન જરથોસ્ત! જે શખ્સ આએ હાડમંદ દુનિયાંમાં આએ મારાં નામોને યાદ કરનારો (થઇને) દરેક દિવસ અથવા દરેક રાતે મોટે સાદે ભણે—ઉઠતાં કે બેસતાં, બેસતાં અથવા ઉઠતાં, બંધ બાંધતાં અથવા બંધ છોડતાં (પોતાની) જગાએથી બહાર નીકળતાં, કસબામાંથી બહાર નીકળતાં, દેશમાંથી બહાર નીકળતાં (તથા) (કોઇ બીજા) દેશ તરફ જતાં (જે શખ્સ આએ મારાં નામો) મોટેથી ભણે તો, તે માણસને તે દીવસે (તથા) તે રાતે યાને જે જે વખતે ભણે (ત્યારે) ઘાતકી મનનો એશમ (નામનો) દરૂજ નુકશાન કરે નહીં; નહી આંકડાં (અથવા ભોંકવાના હથીઆર) કે નહી ગોફણો, કે નહીં ભાલા કે નહીં તલવાર, કે નહીં ગુરજો, કે નહીં પથરા (તે માણસને) લાગીને ઇજા કરે."

[અહુરમજદ યશ્ત, કરદા ૧૬—૧૮, એરવદ કા. એ. કાંગાનો તરજુમો.]

હ્યાં જે પરીણામ જણાવ્યું છે તે આજના સાધારણ પારસી માટે નથી એ કોઈ પણ સાદી અક્કલનું માણસ કબુલ કરશે. દીવસમાં બે પાંચ વાર અહુરમજદનું નામ લેનાર આજનો પારસી તેની ઉપર જો કાંઈ મુસીબત આવી પડે, અને એમ વિચારે કે તે જો અહુરમજદનું નામ લેશે તો તે મુસીબત ટળી જશે, તો તેમાં તે કવચીતજ ફાવશે; કારણ કે હ્યાં જે "બચાવ" દેખાડયો છે તે સ્વર શક્તિથી એક માણુસ પોતાની આસપાસ જે "મીનોઈ દેવાલ" (મીનોઇ બચાવ) બાંધે છે તે છે. તે એક ખરેખરા અષો માણુસ માટે છે, કે જેની આસપાસનું ખોરેહ એક મીનોઈ કિલ્લાની મીસાલે તેનો બચાવ કરે છે. એ પરિણામ તેજ માણુસ લાવી શકે કે જે જરથોશ્તી ધર્મના અષોઈનો કાનુનો પાળી તે ઉપર અમલ કરી, તે અમલ સાથે અહુર મજદનું નામ પણ અચકાયા વગર "રાત અને દીન" મનમાં લેયા કરતો હોય. પણ "ઓછું બુરૂં" સ્વીકાર વાના નિયમ મુજબ, યાને શાયસ્તલાશાયસ્તના કાયદા મુજબ, આપણાથી જો બની આવે તો જયારે વખત મળે ત્યારે તેનું નામ જુબાન ઉપર રાખવાથી કેટલોક ફાયદો હાંસલ કરી શકીયે. તેનો એક દાખલો લઇયે.

**ખોવાબગાહમાંથી બીદાર થતાં અહુરમજદનું નામ.**

જયારે એક ખરો જરથોશ્તી ખોવાબગાહમાંથી બીદાર થાય છે, ત્યારે બીદાર થવા સાથેજ તેના અંતઃકરણમાંથી

અહુરમજદનો શબ્દ તેના હોઠ ઉપર આવવો જોઇયે. આ કામ સેહેલાઇથી બને છે. કેટલાક ધર્મી માણસોને ઉંઘમાં ભણવાની ટેવ હોય છે, જે નીચે મુજબ પરખાય છે. અવસ્તાનો કોઇ પણ ભાગ,—અષેમ, યથા, સરોષ બાજ, ઇત્યાદી—અરધો ઉંઘમાં ભણાયા પછી તેનો બાકી રહેલો ભાગ બીદાર થતાં તેઓ હોઠપર લઇને ઉઠે છે. આ બાબત કેટલાંક ખોદાશનાસાંનના અંગત અનુભવ ઉપરથી કહું છું.

આ રીતે અહુરમજદનું નામ મનમાં ઉચ્ચારવાની ટેવ પાડી હોય તો બામદાદમાં ઉઠતાં—ઉઠતાં એટલે બીછાના ઉપરથી ઉઠતાં નહીં પણ ઉંઘમાંથી "હું છું" એવો હોશ આવતાંજ—અહુરમજદનું નામ હોઠપર પોતાનીજ મેળે આવે છે. માત્ર એક વાર ટેવ પડવી જોઇયે.

કોઇ પુછશે કે, એથી ફાયદો શું થાય? એક માણસની જીંદગીમાં તેની જન્મવાની પળ તેની આખી જીંદગી કેવી જશે તે મુકરર કરે છે, તેની પરણવાની પળ તેની પરણેલી જીંદગી કેવી જશે તે મુકરર કરે છે, અને તેની મોતની પળ તેની બેહેશતની જીંદગી કેવી જશે તે મુકરર કરે છે. એટલું છતાં જન્મવાની પળપરથી મુકરર થયલી બાબદો ઉપર ભરોશો રાખીયે તો તે "કીસમત" ને તાબે થઇ બેસી રહેવા જેવું થાય. જરથોશ્તી ધર્મ માત્ર કીસમત ઉપર ભરોશો રાખી બેસી રહેવા કહેતો નથી; પણ માણસને

ઉદ્યમથી પોતાની હાલત બેહુતર અને વધારે બેહુતર કરવા સુચવે છે, અને તેટલા માટે માણસમાં "મરજી" જેવી શક્તિ મુકાઈ છે. આથી માણસ ચાહે તો તેની મુકરર થયલી જીંદગીમાં તદબીર વાપરી ફેરફાર કરી શકે. એ પ્રમાણે પરણેલી જીંદગીમાં મુકરર થયલી બાબદોમાં તદબીરથી ફેરફાર લાવી શકાય; તેમજ ગુજર પામેલાંઓને જો "જાણકાર" મોબેદ હોય તો, ક્રિયા વગેરેથી મદદ આપી શકે.

એજ કાયદા મુજબ ખોવાબગાહમાંથી બીદાર થતાં તે પળ ગમે તેવી હોય તે છતાં, અહુરમજદનું નામ લેવાથી આપણા આખા દીવસના સંજોગોને આપણે ફાયદાકારક બનાવી શકીયે. આ વિષે આપણા ખોરેહમાં અવસ્તાના આવાજની ધ્વનીથી કેવી અસર થાય છે તેનો અભ્યાસ કરવાથી વધારે ફાયદાઓ નજર આવશે.

**બીછાના ઉપરથી બીદાર થતાં તુરત ઉઠવું.**

એક ખરો જરથોસ્તી ખોવાબમાંથી હુશિયાર થતાં બીછાના ઉપર પડી, જેમ એક આળસુ ભેંસ કીચલનાં ખાડામાં પડી આલાબાલા મારે છે તેમ, આલાબાલા મારતો નથી, પણ તે તુરત ઉઠી કામે વળગે છે. અને એવી રીતે આલાબાલા મારવાથી અથવા અરધી ઉંઘમાં પડી રહેવાથી હોશ જે મધ્ય હાલતમાં રહે છે તે હાલત ઘણી

કામીક હોય છે. તે ભુવનની શકિતને વંદીદાદમાં બૂષ્યાંસ્ત કહી છે.

આઅત્ ક્રઓત્ અહુરો મજદાઓ મરેઘો યો પરો-દર્શ નામ્ સ્પિતમ્ જરથુશ્ત્ર. યિમ મશ્યાક અવિ દજવચંઘહો કહર્કતાસં નામ્ અઓજઇતે. આઅત હો મેરેઘો વાચિમ્ બરઇતિ ઉપ ઉષાઓંઘહેમ યાંમ સૂરાંમ.

ઉસેહિશ્તત મશ્યાક સ્તઓત અષેમ યત્ વહિશ્તેમ્ નીસ્ત દએવ. અઓષ વો દ્રઇતિ બૂષ્યાંસ્ત દરેઘો-ગવ. હા વીસ્પેમ્ અહુમ અસ્તવન્તેમ હકત્ રઓચંઘહાંમ ક્રુધાતો નિખ્વદયેઇતિ ખફ્સ દરેઘો મશ્યાક નોઇતતે સચઇતે.

"ત્યારે હોરમજદે કહ્યું કે અએ સૌથી પવિત્ર જરથોશ્ત! પરો-દર્શ નામનો મરઘો જેને હલકે વાંચેના લોકો કહર્કતાસને નામે ઓળખે છે, તે મરઘો [કામ કરવાને] શુર આપનારી બામદાદને વખતે (નીચે પ્રમાણે) પોકાર કરે છેઃ—

"અએ માણસો! (તમારા બીછાના ઉપરથી) તમે ઉઠો, સઉથી સરસ અષોઇની વખાણ કરો, (તથા) દેવોને દફે કરી નાખો; (નહી તો કે) તે લાંબા હાથવાળો બૂષ્યાંસ (નામનો દેવ) તમારી તરફ દોડી આવે છે. તે (બૂષ્યાંસ્ત દેવ) (એવો છે કે) તમામ હાડમંદ દુનિયાંના લોકો જેવી બામદાદ (પડી) અને જાગૃત થયાં તેવાં તેઓને પાછાં સુવારી દે છે. અએ માણસો! લાંબી ઉંઘ તમોને સજાવાર નથી."

[વંદીદાદ, ફ્રગંરદ ૧૮, ફ. ૧૫-૧૬.]

આ ફકરાઓ પુરતી રીતે સ્પષ્ટ છે. એટલે તે ઉપર શરેહ કરવાની અગત્ય નથી. તે છતાં આટલી વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે હરેક માણુસ યજદો કે દેવદરૂજોના સેવક જેવો છે; તેની મારફતે યજદો કે દેવદરૂજો આ દુનિયાંમાં પોતાનું કામ કરેછે. તેથી ગમે તો માણુસ યજદોનો હમશરીક થાય અને ગમે તો દેવદરૂજોનો હમશરીક થાય—તે માત્ર તેના મનની સ્થિતી ઉપર આધાર રાખે છે. આળસાઈ, સાવજપણું, અર્ધી હુશીઆરી, હવસી અંધકાર, ઈત્યાદી, અને તેમાંથી ઉત્પન્ન થતી બદીઓ, બુષ્યાંસ્ત શકિત*ના બચાં-છોકરાં સમજવાં. માણુસની મીનોઈ વૃધ્ધિમાં તે અટકાવ નાખનારાં છે. તેથી તેઓને દુર કરવાનો ઉપાય એજ કે ઉંઘમાંથી જેવા હુશિયાર થઇયે તેવાં બીછાંના ઉપરથી ઉઠી પડવું. પણ કોઈ પુછશે કે બામદાદને ઘણો વાર હોય તો અમસ્થાં ઉઠી શું કરીયે? આજના અધર્મી વખતમાં એ સવાલ ઉભો થાય એ સ્વભાવિક છે. જેઓને વાંચતાં આવડતું હોય—અને આજે નથી કોણને આવડતું?—તેઓએ ખોરશેદ દેખાવાને વખત હોય તો આગળ જણાવ્યા મુજબ પાદીઆબ કુસ્તી કરી યસ્ત વગેરે ભણવામાં વખત કાઢવો. ઓરતોથી જો અવસ્તા ભણવાને નહીં બનતું હોય તો સહવેણાના ગીતમાંથી સૂરજને વધાવી

---

* કુદરતની શકતીઓ હોશદાર હોવાથી જરથોસ્તી ધર્મમાં એવી ભલી શકિતઓને યજદ અને બુરીને દેવ-દરૂજો તરીકે જણાવી છે.

લેવાનું ગીત ગાવું કે જે કામ ઘરના કામકાજ કરતાં, સાફ-સુફ કરતાં, લોબાન કરતાં પણ થઇ શકે. વંદીદાદના ઉપર ટાંકેલાં ફરમાનમાં ખુલ્લું બતાવ્યું છે કે આપણું કામ દેવ-દરૂઓને મારી હઠાવવાનું છે, અને આપણા મનની આ રીતની ગંભીર ખુશાલ હાલતમાં માંથ્રના અવાજથી આપણે તે કામ બજાવી શકીયે છિયે. વળી આલમને તાઝગી આપનારા ગાયનના સરોદોથી, આલમમાં આશીર્વાદ પાંથરી શકાય. સુરજ ઉગવા સાથ જ્યારે યજદો આ દુનિયાં ઉપર પોતાના આશીર્વાદોનો વરસાદ રેડવાને તૈયાર થાય છે, ત્યારે તેમની સાથ તેમના નોકર થઈ આપણે ઉપલી રીતે વર્તવાથી તેમના હમકાર–સાથ થઇયે છિયે*; અને તેમના હમકાર-સાથ થવું તે અમશાસ્પંદોના હમકાર-સાથ થવા બરોબર છે. અને અમશાસ્પંદો જ્યારે અહુરમજદ સાથ એકજ છે ત્યારે આપણે પોતે અહુરમજદનેજ લગતાં થઇ રહીયે છીયે. બીદાર થતાં વાર અહુરમજદનાં નામ સાથે જો બને તો નીચલો ફકરો ભણવો:—

અષેમવોહુ (૧) હુમત હુખત હ્વરશ્ત સેપાસ-દાર હોમ અજતો દાદાર અહુરમજ્દ બેહે અવઝુની પ પતેત હોમ અજ વનાહ વ અવેગોમાંન હોમ અજ હરવસ્તીન યજદાન ઓ દીન ઓ રવાનત ઓ બેહુશ્ત ઓ દોજખ ઓ આમાર અસદસ ઓ બુદન રસ્તાખેજ

* જુઓ ચેરાગ, પુસ્તક ૩ જું, અંક ૧ લો, પૃ. ૨ અને તે પછી.

તન પંસીન ઓં અંવશીનસને આહારેમન દેવા અહુરહે મજદાઓ રએવતો ખરેનંધહતો અમેષનામ સ્પેન્તનામ નેમો જરથુશ્રહે સ્પેતામહે અષોનો ફ્રવષો. અષેમ વોહુ (૧).

## પાદીયાબ અને સ્નાન.

બીછાના ઉપરથી ઉઠયા પછી દરેક જરથોશ્તીનું કામ પાદીયાબ કુશ્તી કરવાનું છે તેમજ સ્નાન કરવાનું છે. સ્નાન કરવાનું કામ કેટલાંક ગરીબ અને આજારી માણુસથી દરરોજ બનતું નથી.

આ રીવાજના ફાયદા શરીર વિદ્યાની રીતે તપાસ્તાં સ્પષ્ટ રીતે જાણીતા છે, તેથી તે વિષે હ્યાં કાંઇ ઘણું કહેવાનુ નથી. એક માણુસને વસીદે મોઢે આખો દીવસ ફરવા દો, અને તેની હાલત જુઓ. તેના શરીર ઉપર એક એવો અણુદીઠ પરદો ફરી વળેલો હોય છે કે તેની ગુમરાહીમાં તેને સારા વિચારો સુઝ પડતા નથી; તે ઉલટાં કામો કરતો માલમ પડે છે, અને ઘણીવાર સામાં માણુસો તેને માટે કહે છે કે "એ અહેરેમનનો ઘેરેલો છે." પાદીયાબ કુશ્તીથી શરીર ઉપરની બારીક ગલીચી દુર થવા સાથ હુશિયારી આવે છે, અને માણુસ સ્વસ્થ બને છે; કારણ કે તેની આસપાસનું ખોરેહ જે ઉંઘમાં શરીરમાં ડુબી ગયલું હોય છે તે જાગ્રત થાય છે અને તે ખોરેહની બરકતથી માણુસ પોતાની આસપાસની બુરી અસરોને પોતામાં દાખલ થતી અટકાવે છે.

જરથોશ્તી ધર્મના રીવાજો, જે બહારથી કેટલાક લોકોને વેહમ જેવા દેખાય છે, તેઓમાંના ઘણાકો આ ખુરેહની જાળવણી માટે રચાયલા છે.

ઈથા-ઈ હઈથ્યા નરો અથા જેનયો, કુજો હચા શથેમો યેમે સ્પશુથા ફ્રાઈહીમ, કુજો આયેસે હોઈથા તન્વો પરા.

વચુ-બેરેદુબ્યો દુશ-ખરેથેમ્ નાંસત ખાથ્રેમ દ્રેગ્વોદેબ્યો દેજીત્-અરેત એઈબ્યો; અનાઈશ આ મનહીમ અહુમ મેરેન્ગેદુયે.

"પણ અએ નરો તથા નારીઓ! દરૂજના માર્ગને (તથા તેના) વધારાને જાહેર રીતે તમો બંધ કરજો. દરૂજની આરાધનાથી તમારા તનનો સંબંધ છોડવજો.

"ખરાબ ખોરેહવાળું સુખ માણસોને માટે નાશકારક (છે.) રાસ્તીની હાની કરનારા બુરા માણસોથી (અએ નર તથા નારીઓ!) (તમો) (તમારી) મીનોઇ જીંદગીને (યાને આવતા ભવની હેયાતીને) ખરાબ કરો છો."

[વહિશ્તોઈશ્ત ગાથા, હા. ૫૩, ફ. ૬.]

ઉપલા ફકરા ઉપરથી જોવામાં આવે છે કે જો સામાન્ય બાધ હોત તો માત્ર નરજ જણાવતે, પણ જ્યારે નારીને હાં સાથે લેવામા આવી છે, ત્યારે ચોકસ સંજોગો વચ્ચે તેણીએ પોતાનું ખોરેહ જાલવવા વંદીદાદમાં જણાવેલી ચોકસ તરતીઓ જાળવવી જોઇએ, કારણ કે તેવા સંજોગોમાં તેણીનું ખોરેહ ઘણું બગડેલું ગણવામાં આવ્યું છે.

ગર્ભસ્થાનની સઘલી નજીસાત સાથ દરૂજી હસ્તીનો સંબંધ હોવાને લીધે, ગર્ભસ્થાનની ફેરવાયલી હાલતમાં ઓરતને અલાહેદી રહેવાની જરથોશ્તી ધર્મ ખુબ તાકીદ ફરમાવે છે. શરીરમાં રહેલી બીજી નજીસાત કરતાં ગર્ભસ્થાનની નજીસાત ઉપર દરૂજો અને જાદુઈ અસરો જલદી લાગુ પડે છે. તેથી તે જો પોતાના તે વેળાના કંગાલ ખોરેહ સાથે સઘલાં સાધારણ માણસો અને ચીજો સાથે ભેળાય તો તે માણસો અને ચીજોને પણ ખરાબ કરી શકે—પલીદ કરી શકે. આમ હોવાથી જરથોશ્તી ધર્મમાં દસ્તાનની હાલતમાં પહેરેજી જાલવવાની મજબુત તાકીદ કરવામાં આવી છે. આ બાબદ બહુ નાજુક હોવાથી અત્રે કાંઈ વધુ જણાવી શકાતું નથી; પણ જેમ સમજુ અને વિચારવંતો એક શબ્દમાં સમજી જાય છે, તેમ જરથોશ્તી બહેનો આ ઉપરથી પોતાની અસલ ફર્જ શી છે તે સમજી જશે.

## યશ્તો ભણવાના ફાયદા.

એક જરથોશ્તી "માંથ્ર-ભણનાર" ગણાય છે તેથી તેની જીંદગીમાં પુરસદનો બની આવે એટલો ભાગ માંથ્ર ભણવામાં અને તે સમજવાની કોશેશ કરવામાં જવો જોઈએ.

ખોરશેદ ઉગવાના વખત આગમચ જે જરથોશ્તી ઉઠે તેઓ ગમે તો હાવન ગેહ થવા આગમચ પાછલી રાત્રે ચોકસ યશ્તો ભણી શકે.

હરેક માણુસ ચોકસ મુદત સુધી ચોકસ ગૃહની અસર તળે રહે છે. આ વખતે માણુસમાં ચોકસ સદ્‌ગુણ કે દુર્ગુણ બહાર આવે છે, તેમજ તે ચોકસ સુખ કે દુઃખને આધીન થાય છે. "કીસમત" પર આધાર રાખી બેસી રહેવાનું જરથોસ્તી ધર્મ કહેતો નથી, પણ માણુસે કોશેશ કરી પોતાની હાલત મિનોઈ વૃધ્ધિ માટે ઉંચે અને ઉંચે ચઢાવવા તે કહે છે. તેથી જે ગૃહ પ્રબળ હોય તે ગૃહને માટે ફરમાવેલી યશ્તં તેટલો વખત ભણુવાથી* દુઃખમાં ઘટાડો થાય છે, બદી ઓછી થાય છે, સુખની વૃધ્ધિ થાય છે, સદ્‌ગુણ ખીલે છે, ઇત્યાદી. પણ યાદ રાખવું કે એ સઘળાં સાથ જરથોસ્તી ધર્મે ફરમાવેલી પરહેજગારી અને અશોઈના કાનુનો પાળવામાં આવ્યા હોય તોજ. વળી જીંદગીમાં જે ફેરફાર થાય તે એટલા ધીમા અદૃશ્ય હોય છે કે તે સામાન્ય રીતે માલમ પણ પડતા નથી, તો જો કે કારણ તેનું પરિણામ મોડે કે વહેલે લાવ્યા વગર રહેતું નથી

---

* "બુન્દેહશ" ઉપરથી જોવામાં આવશે કે અસલ જ્યોતિષ શાસ્ત્ર ધર્મનો એક ભાગ ગણાતો હતો; અને આજે પણ જ્યોતિષીઓ જુદા જુદા ગૃહોની ચાલ માટે નીચે મુજબ નિઆએશો અથવા યશ્તો ભણવા ફરમાવે છેઃ—

| | |
|---|---|
| રવી—ખોરશેદ | બ્રેસ્પતી—અહુરમજદ |
| ચંદ્ર—માહ બોખતાર | શુક્ર—આવાં |
| મંગળ—બેહરામ | શની—મોટી હપ્તન |
| બુધ—તીર | રાહુ— " " |

એ કુદરતનો અચુક નિયમ હોવાથી જો પરિણામ યા ફળ તુરત કે પ્રગટ દેખાય નહી તો તેનો અંદેશો નહી—તેણે પોતાની ફર્જ તો ચાલુ અદા કરવાની છે.

## ખોરશેદ—મેહેર નીઆએશો ભણુવાના ફાયદા.

એક દીનદાર જરથોશ્તી હાવન ગેહમાં ફર્જીયાત એક કાનુન તરીકે ખોરશેદ-મેહેર નીઆએશો ભણે છે. આથી અણુસમજુ લોકો જરથોશ્તીઓને સૂર્ય--પરસ્ત કહે છે. પણ ખોરશેદ નીઆએશમાં શું ભણુવામાં આવે છે તે જો જાણુવામાં આવે તો એવાં અજ્ઞાન લોકો પોતે પણ તે ભણુવા માંડે. ખુદાની ખુદાઇ નહી સમજવાથી કેટલાક જરથોશ્તીઓ સુધ્ધાં એવું સમજે છે કે " હુવા નામ સેતાએશ" સીવાય ખુદાની પાધરી સેતાએશ જરથોશ્તી ધર્મ પુસ્તકોમાં નથી, તેથી એવા કેટલાક ગૃહસ્થોએ તો પોતેજ તે તરેહવાર આકારમાં રચી છે; તો જો કે ગાથામાં એવી બંદગીઓ છે. પણ પહેલાં તો જાણુવું જોઇએ કે માનવીનું મન તેની સાધારણુ હાલતમાં હદવાલું છે, તે જે કાંઈ હદ વગરનો (ખુદા) છે તેને પહોંચી કેમ શકે? એટલા માટે દાનાવોએ સૂર્ય, જે અહુરમજદના શરીર "કેહરપેમ"* જેવો છે, તેનો દેખઇતી દુનિયાંનો પ્રતિનિધી છે, તેની ભકિત કરવાનું ઠરાવ્યું છે.

---

* યજશ્ને, હા ૩૬.

જે કોઈ સૂર્યને આરાધે છે તે અહુરમજદને આરાધે છે, એવું ખુદ એ નિઆએશ ઉપરથી પણ જણાશે:—

યો યજઈતે હ્વરે યત્ અમેષેમ્ રએમ્ અઉર્વત્ અસ્પેમ, પઈતિશ્તાતેએ તેમંઘહાંમ પઇતિશ્તાતેએ તેમસ ચિથ્રનામ દએવનામ્ પઈતિશ્તાતેએ તાયુનામચ હજ સ્નામચ, પઇતિશતાતેએ યાતુનામ્ચ પઈરિકનામ્ચ પઈતિશ્તાતેએ ઈથ્યેજંગહો મર્ષઓનહે યજઇતે અહુરેમ મજદામ, યજઈતે અમેષે સ્પેન્તે યજઈતે હઓમ ઉર્વાનેમ ક્ષ્નાવયેઈતિ વીસ્પે મઈન્યવચ યજત ગએથ્યાચ યો યજઈતે હ્વરે યત્ અમેષેમ્ રએમ્ અઉર્વત-અસ્પેમ્.

"અંધારાની સામે થવાને, અંધારાની તોખમના (અથવા શિકલના) દેવોની સામે થવાને. ચોરો તથા લુટારાઓની સામે થવાને, જાદુગરો તથા પરિઓની સામે થવાને (તથા) મોતકારક નાશની સામે થવાને, જે શખ્સ અમર નુરમંદ (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદને ઈજે છે (અથવા વખાણે છે) (તે ગોયા) હોરમજદને ઇજે છે, અમશાસ્પંદોને ઇજે છે, (તથા) પોતાનાં રવાનને ઇજે છે. જે શખ્સ અમર, નુરમંદ (તથા) તેજ ઘોડાવાળા ખોરશેદને ઇજે છે (તે ગોયા) તમામ મીનો તથા ગેતીના યજદોને ખુશાલ કરે છે."

[ખોરશેદ નીઆએશ, ક. ૧૪]

ખોરશેદ નીઆએશ કરવાના ફાયદા પુષ્કળ છે. પહેલું તો એ કે આ નુરી ફેબલો જે ખોરેહનું રહેઠાણ છે તે આખી દુનિયાંને જીવનશકિત આપે છે, તેથી એની

અંદગીમાં હંમેશ મશગુલ રહેનાર, પોતે જાણે કે ન જાણે તોપણ, ખોરશેદની અંદરથી જીવન શકિત ખેંચી પોતાને માટે તાઝગી મેળવે છે; તે તંદરોસ્તી મેળવે છે; તે અમશાસ્પંદો અને યજદોની સાથે આ દુનિયાં ઉપર આશીર્વાદ પાંથરવામાં હમશરીક થાય છે; તે જુદા જુદા સેતારાઓ જે તેની પોતાની સાથ ગુપ્ત રીતે સંબંધ ધરાવે છે તે તથા જગતમાં હસ્તી ધરાવે છે તેઓ તરફથી ફાયદો મેળવે છે; તે પૃથ્વી ઉપરની બદીઓ, બુરાઈઓ, ઇત્યાદી દુર કરી સફાઇ પાંથરવામાં પોતાનો હીસ્સો આપે છે, ઈત્યાદી.

મેહેર નીઆએશનો મોટો ભાગ લગભગ ખોરશેદ નીઆએશને મલતોજ હોવાથી તે ભણવાના ફાયદા વિષે અત્રે વધુ જણાવવાની જરૂર નથી; તોપણ આ ઠેકાણે એટલું તો જણાવવું જોઈએ કે મિથ્ર અથવા મેહેર યજદ બુધ્ધિ અથવા ડહાપણ ઉપર મવક્કલ હોવાથી, એની આરાધના કરવાથી માણસ પાધરી કે આડકતરી રીતે પોતામાં બુદ્ધિ યાને ડહાપણનો વધારો કરી શકે.

## આતશ નીઆએશ.

આતશ નીઆએશ જો કે દરરોજ ભણવાની ફરજીયાત નથી, તે ચાર હમકારા—અર્દીબેહશ્ત, આદર, સરોષ, બેહરામ રોજે—ભણવામાં આવે છે, તો પણ દરરોજ ભણવામાં ખોટું કાંઈ નથી. આ નીઆએશ આત્માની આરાધના જેવી છે-

એના ફાયદા એજ નીઆએશમાં દર્શાવવામાં આવ્યા છે, આ નીઆએશ ભણવાથી દીનદાર જરથોશ્તીઓનું ખોરેહ ઝલકાટમંદ થાય છે, તેની મોટાઈ વધે છે, તેનો મરતબો વધે છે; તેની અંતરરોશની વધે છે, તેને અમર્ગીને લગતી બક્ષેશો મલે છે, તેની જુબાનની ફસાહત વધે છે, તેનાં રવાનની હુશીયારી વધે છે, તેને જ્ઞાન વધે છે, તેની ચાલાકી વધે છે, તેને ત્યાં ફરજંદો અક્કલમંદ પેદા થાય છે, તેની કરણી સુધારવાથી તેને અંદરથી તેના ઉસ્તાદ (આત્મા) તરફથી બશારત, અને તે નહીં તો રાસ્તીનાં માર્ગપર ચાલવાને ફરમાનો મલતાં જાય છે, ગાય ઢોરો અને કુટુંબની આબાદી વધે છે, ઇત્યાદી. *

ખોરશેદ અને મેહેર નીઆએશો દીવસમાં ત્રણ વાર—હાવન ગેહ, રપીથવન ગેહ, અને ઉજીરન ગેહમાં—ફર્જીયાત ભણવાનું જણાવવામાં આવ્યું છે અને આતશ નીઆએશ પાંચે ગેહમાં કોઈબી વાર ભણી શકાય એમ છે. પણ આજે આપણે એક એવા જમાનામાં રહીએ છીએ કે જેમાં આપણા સંસારની હાજતો પુષકળ વધારી મુકવામાં આવી છે, જે હાજતો પુરી પાડવા જરથોશ્તીઓમાં આમ લોકોને દીવસનો મોટો ભાગ રોકાવું પડે છે. તેથી રપીથ્વન અને ઉજીરન ગેહમાં ઉપલી નીઆએશ ભણવાનું માત્ર થોડાજ જરથોશ્તીઓથી બની શકે છે. બાકીનો આખો

* જુઓ એજ નીઆએશનો તરજુમો.

ટોળો કામ ધંધામાં રોકાઈ જાય છે તોપણ જેઓથી બને તેઓ મનમાં, જો નીઆએશો ભણવાનું નહી બને તો માત્ર મોટી ગેહ, અને મોટ્રી ગેહ પણ નહી અને તો બે ચાર લાઇનની નાની ગેહ અને ગાથાનો એકાદ ફકરો બપોરે બરોબર બાર વાગે, અને બપોર પછી ત્રણ વાગે ભણે તો તે બની શકે એમ છે. આમ કહેવાની મારી મતલબ એ છે કે 'બંદગીની દોરી' તુટયા વગર ચાલુ રહે. દરેક ગેહ 'સંધી' કહેવાય છે, એટલે બે વખતને સાંધનારી કડી છે, જેથી તે બે પોહોરને જોડનાર વખતે કાંઇ પણ બંદગી મનમાં પણ કરી લેવી ઘણો ફાયદો કરે છે. જો કાંઇજ નહી બને તો આ બાબદની નીચે આપેલા ફકરાઓ જે ગાથાના છે તે મનમાં ભણી જવામાં કાંઈ પણ મુશકેલી નડશે નહી.

બામદાદમાં કામે વળગતાં.

નાની હાવન ગેહ અને ગાથાનો નીચલો ફકરોઃ—

અહ્યા યાસા નેમંધ્રહ્યા ઉસ્તાનજસ્તો રફ્રેધ્રહ્યા મન્યેઉશ મઝદાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા અષા વીસ્પેંગ શ્યઓથના વંઘહેઉશ ખ્રતૂમ્ મનંઘહો યા ક્ષ્નેવીષા ગેઉશચા ઉર્વાનેમ્.

"નમનતાઈથી હાથ ઉંચા કરીને સઉથી પહેલાં અનદીઃ (તથા) આબાદી કરનાર હોરમજદનાં તમામ રાસ્તી ભરેલાં (મોકાને તથા) ભલાં મનની અક્કલને આએ ખુશાલીમાં હું

ચાહું છું, કે જેથી કરીને દુનિયાંના આત્મા (અથવા જોહર) ને હું ખુશાલ કરૂં."

[અહુનવદ ગાથા, હા ૩૩, ફ ૧.]

## બપોરે બાર વાગે.

નાની રપીથ્વન ગેહ અને ગાથાનો નીચલો ફકરો:-

યે જઓતા અષા એરેજુશ હવો મન્યેઉશ આ વહિશ્તાત ક્યા અહ્માત અવા મનંઘહા યા વેરેજયેઇ્યાઈ મન્તા વાંસ્તરયા તાન્તોઈ ઇજયા અહુરા મજદા દરશ્તોઇશ્ચા હેમ-પરશ્તોઇશ્ચા.

"ખાલેશ પરસ્તેશ કરનાર તરીકે રાસ્તીની મારફતે તથા ઘણીજ નેક નયતથી, (અએ હોરમજદ) તુંને હું પોતે હરદમ યાદ કરૂં છું. કે તેથી (મારી) મુરાદ મુજબ ધારેલું કામ હું પાર પાડું. (તારીથી) અએ હોરમજદ! (નીચે જણાવેલી) આએ બે ચીજ હું માગું છું—(૧) તારાં દર્શન, (૨) દીન બાબે તારી સાથે વાતચીત."

[અહુનવદ ગાથા, હા ૩૩, ફ. ૬]

## બપોરે ત્રણ વાગે.

નાની ઉજીરન ગેહ અને ગાથાનો નીચલો ફકરો:—

આ-મામ આઇદુમ વહિશ્તા આ ખઅેથ્યાચા મજદા દરેષતચા અષા વોહુ મનંઘહા યા રત્રુયે પરે મગાઉનો આવિશ-નાઓ અન્તરે હેન્તુ નેમખઈતીશ ચિથ્રાઓ રાતયો.

"તું પોતે, અએ હોરમજદ! મારી આગળ આવ; તથા ધર્મ ઉપર એતેકાદ રાખનારા માણસોની નજદીક રાસ્તી તથા

નેક મનશનીને લીધે હું જે જણાએલો છું (તેને) (મારા હકમાં) જે કાંઈ સહુથી સરસ તે મને તું શિખવ.

હમારી બંદગીને લગતી ભેટો (તારી હજુરમાં) જાહેર (તથા) આશકારા થાય (એવું હમો ઈચ્છીએ છીએ.)"

[અહુનવદ ગાથા, હા ૩૩ ફ. ૭]

## સભી સાંજે સૂર્યાસ્ત વેળા.

ગાથાનો નીચલો ફકરો:—

ફ્રો-મોઈ ફ્રવોઈજદુમ અરેથા તા યા વોહૂ ષવાઈ મનંઘહા યસ્નેમ મજદા ક્ષ્માવતો અત્ વા અષા સ્તઓમ્યા વચાઓ દાતા વે અમેરેતાઓસચા ઉતયુઈતી હઉર્વતાસ દ્રઓનો.

"મૂળ નેમ (શું છે તે) મને તું જણાવ, જેથી કરીને નેક નયતથી, અએ હોરમજદ! તારા જેવાની આરાધના, તેમજ તારી કીર્તીના સખુનો અંતઃકરણથી હું જારી રાખું. (તારી મહેરબાનીની) ભેટ તરીકે ખોરદાદની તથા અમરદાદની જાયુકની બક્ષેશ તું (મને) આપ."

[અહુનવદ ગાથા, હા ૩૩, ફ. ૮]

## રાત્રે બીછાના પર જતી વેળા.

નાની અઈવેશ્રુથ્રેમ ગેહ અને ગાથાનો નીચલો ફકરો:-

યસ્તે વીસ્પે-મજિશ્તેમ સેરઓષેમજમ્યા અવંઘહાને અષાનો દરેગો-જ્યાઈતીમ આક્ષથ્રેમ વંઘહેઉશ મનંઘહો અષાત્ આ એરેજુશ પથો યએષુ મજદાઓ અહુરો ષએતી

"બધા (યજદો)માં સૌથી શ્રેષ્ટ (અએ હોરમજદ) (જે) તારો સરોષ યજદ (તે)ને (મારી) મદદને માટે હું અરજ

કરીને બોલાઉ છું. વોહુમનોનાં રાજ્યમાં લાંબી જીંદગી હમુને તું હાંસેલ કરાવ તથા (હમારી) રાસ્તીને લીધે નીતીના માર્ગો જેમાં હોરમજદ રહે છે (તે) તરફ હમુને તું પહોચાડ."

[અહુનવદ ગાથા, હા ૩૩, ક. ૫]

એ ઉપરાંત ચાંદરાત, પુર્ણીમાં વગેરે ચંદ્રમાના ખાસ પક્ષો ઉપર માહબોખતાર અને અર્દવીસુર નિઆએશો ભણુવી પણ ફાયદાકારક ગણાશે.

## બંદગી વેળા આસપાસ શાંતી રાખવાની જરૂર.

બંદગી કરવાનું કામ શાંત મનનું છે. તેથી બામદાદની બંદગી કરવા આગમચ કે તે બંદગોના દરમિયાનમાં આપણા પોતાના સ્વભાવમાં એવો ફેરફાર થવો ન જોઇએ કે જેથી બંદગીના કામમાં ખલલ પોંહચે; તેમજ બની શકે તો આપણી આસપાસ પણ એવી હીલચાલો કે ગડબડાટ નહી થાય તેની સાવચેતી રાખવી. કે જેથી આપણાં પવિત્ર અને અષો કામમાં ખલલ ન થાય.

## નાસ્તો.

વળી આજની વૈદ્યક વિદ્યાએ સ્વીકારેલો એક કાનુન એ છે કે કોઈ પણ ખોરાક લીધા પછી મગજ ઉપર લોહીનું દબાન થાય છે. ખોરાક લીધા પછી મગજ બંદગી કરવાના કામને નાલાયક થઇ પડે છે. તેથી નાસ્તો કે ચાહ લેવાનું કામ બંદગીથી ફારેગ થયા પછીજ થવું જોઇએ. તેમજ નાસ્તો કે કોઈ પણ ખોરાક સાદો અને સત્વગુણી હોય તો

આપણા સદ્દગુણો જે સ્પેન્તમેન્યુને લગતા છે, તે ખીલવવામાં મદદ મળે છે; અને દુર્ગુણો, હવસો, ઈત્યાદી જે અંગરેમેન્યુની પેદાયશ છે, તેને દાબી દેવાના કામમાં ઓછી મુશકેલી નડે છે. પણ તામસ ગુણી ખોરાકથી આપણી મીનોઈ વૃધ્ધિમાં હરકત નડે છે, તેથી બનતાં સુધી એવો ખોરાક તરક કરવાથી આપણી તંદરોસ્તી જલવાવા સાથ રવાનને ફાયદો થાય છે, કારણ કે ખોરાકની અસર શરીરપર થાય છે અને શરીરની અસર મનપર થાય છે અને મનની અસર પાછી તનપર તેમજ રવાનપર થાય છે, એ બીના હરદમ ધ્યાનમાં રહેવી જોઈએ.

## વતમાન પત્રો.

આજે વર્તમાનપત્રો વાંચવાની જરૂર લગભગ ખોરાક જેટલી અગત્યની થઇ પડી છે. તોપણ તે નાસ્તાની કે બંદ-ગીની આગમચ તો વંચાવાં ન જોઇએ, કારણ કે વર્તમાન પત્રોમાં સંખ્યાબંધ બાબદો આવે છે, અને તેમાંની કેટલીક દીલ ઉશકેરનારી બાબતો હોય છે, તેથી તે વાંચ્યા પછી મનની હાલત જેમ બંદગી કરવાને નાલાયક થઇ પડે છે, તેમજ દીલ ઉશ્કેરાયલી હાલત નાસ્તો પચાવવાને માટે પણ નાલાયક થઈ પડે છે, એવું વૈદક શાસ્ત્રીઓ અને દાક્ટરો પણ કહે છે. એટલા માટે વર્તમાનપત્ર વાંચવા-નો વખત બંદગી અને નાસ્તા પછીનોજ હોવો જોઇએ. વળી ખુદાને ઠગનારા નહી પણ આખો દીવસ બંદગી-

ને અનુસરીને પ્રમાણીકપણે જીંદગી ગુજારનારા અથવા અધોઈના તરીકા ઉપર અમલ કરનારા રહેવા માટે મનને અને આચાર વિચારને તે પ્રમાણે કેળવવાનું કામ આપણે માથે લીધેલું હોવાથી, વર્તમાન પત્રોમાંથી આપણને જે એવી રીતે જીંદગી ગુજારવાના કામમાં મદદ કરે અથવા લાભકારક જણાય તેવુંજ અને તેટલુંજ વાંચવું સારૂ છે– ખાલી ટાહેલાં કે પીજન ઉપર કે જીવ ધડકાવનારી કે દીલ ઉશ્કેરનારી બાબદો ઉપર કિમતી વખત ગુમાવવો વાજબી નથી. અલબત દુનિયામાં શા શા બનાવો બને છે તે વિષે આજે માહીતગાર રહેવાનું અવશ્યનું ગણાતું હોવાથી એક વર્તમાનપત્ર વાંચવું સારૂં છે, પણ તે એવી રીતે વાંચવું જોઈએ કે તેમાંનો કોઈ વિચાર આપણી બીનોઈ વૃધ્ધિમાં હરકત કરવા દીવસે પાછો આપણા મન ઉપર આવી અથડે નહી.

પશ્ચિમમાં જે વિદ્વાનો શોધો કરે છે તેઓ અમુક બાબદ ઉપર એકાગ્ર ચિત્તે વર્ષો સુધી મનન કરવાથી ફતેહ મેલવે છે. જરથોશ્તી ધર્મનું ફરમાન વિચારોને સ્વચ્છ રાખવાનું છે. પણ મન સ્વચ્છ હોય તો મજબુત હોય, અને મજબુત હોય તો એકાગ્ર થઈ શકે. પણ એક કલાકમાં સેંકડો ચીજો ઉપર દોડતું મન ડગમગતુંજ ગણાય, અને જે મન ડગમગતું હોય તે તરેહવાર જાતના વિચારોથી ભરેલું, અને તેટલા માટે નબલુંજ કહેવાય. તેથી વર્તમાન-

પત્રોની લાભકારક થોડીજ બાબદો વાંચી લેવાથી જેટલો ફાયદો થાય તેટલો સઘલીજ વગર જરૂરની બાબદો વાંચવાથી થતો નથી.

## ઉદ્યોગ.

આ દુનિયાંમાં જન્મ લીધો એટલે ઉદ્યોગ અને ધંધો રોજગાર તો કરવો જોઇએ. જેની પાસે જરની જોગવાઈ હોય, તે પોતાની જીંદગી અથોર્નાના તરીકા મુજબ ગુજારી શકે, અથવા તે પોતાનો સઘલો વખત મીનોઈ જ્ઞાન મેળવી તે લોકોને આપવામાં કહાડી શકે. સંસારમાં રહી એનાથી બીજી વધારે ઉંચી જીંદગી ગુજારવાની રીત નથી. તેનો બદલો પણ ગેતી અને મીનોઇમાં ઉંચામા ઉંચો છે, જે જાહેર હોતો નથી.

યથા આત ઉતા ના વા નાઇરી વા વએદા હઇથીમ, અથા હત વોહુ તત એએઆદૂ વેરેજયોતૂચા ઈત અહ્માઈ ફ્ચા વાતોયોતુ ઇત્ અએઇબ્યો યોઇ ઇત્ અથા વેરેજ્યાન્ યથા ઈત અસ્તી.

"વળી નર યા નારી સારી બાબદો (મીનોઇ જ્ઞાન) ખરેખર જાણતાં હોય તો જાહેર કરે, (તે ઉપર) પોતે અમલ કરે, અને બીજાઓ જેઓ ઘટતી રીતે તે પ્રમાણે ચાલે, તેઓને તે શીખવે."

[મોટી હપ્તન યશ્ત, ક. ૧, ફ. ૬.]

અત્ જી તોઈ વક્ષયા મજદા વીદ્દૂષે જી-ના સ્રુયાત
હ્યત અકોયા દ્રેગવાઇતે ઉશ્તા યે અષેમ દાદ્રે
હુવો જી માંથ્રા ખ્યાતો યે વીદ્દૂષે સ્રવઈતીં.

"અએ હોરમજદ! તારા (માંથ) (શ્લોકોમાં) ખચીત હું જાહેર કરીશ; કારણ કે (દીનદાર) માણસે સમજુ શખ્સને જણાવવું જોઇએ કે (સેવટે) બુરાને માટે શિક્ષા (છે,) તથા જે કોઇ રાસ્તીને ટેકો આપે છે (તેને માટે) સુખાકારી (છે,) વળી જે કોઈ ડાહ્યા સમજુ માણસને માથ્રની ખુબીઓ સમજાવે છે, તે પોતે ખચીત ખુશાલ (હોય છે)"

[વોહુક્ષથ્ર ગાથા, હા ૫૧, ક. ૮]

ઉદ્યોગ ઉંચા પ્રકારનો છે, પણ એના ફાયદા એવા છે કે કદાચ આ દુનિયાંમાં માણસને તે નહીંબી જાણ પડે; તો જો કે અશો જીંદગી ગુજારનારાઓમાંના વિચારવંત માણસોને તેનો ભાસ થયા વગર રહેતો નથી. આ ફાયદો મેળવનારાઓમાં ધર્મગુરૂઓ અને ધર્મના પવિત્ર સબક આપનારાઓ આવી જાય છે. પણ તેઓજ કે જેઓ પોતાના કાંઈ પણ લાભ, માન, નામ કે દામ મેળવવા ખાતર કામ કરતા નથી, પણ માત્ર ખુદાની સેવા માટેજ પોતાની જીંદગી અર્પણ કરનારા હોય.

હવે સંસારી ઉદ્યોગ ઉપર આવીયે. દરેક માણસ જયારે જન્મ લે છે ત્યારે તેને જીવવું તો જોઈયે; જીવવુ જોઇયે ત્યારે ગુજરાન તો ચલાવવું જોઈયે; અને ગુજરાન ચલાવવા માટે તેને કોઇની ઉપર બોજો થઇ પડવું ન

જોઈયે—એટલા માટે સર્વ કોઈને ઉદ્યોગ કરવો જોઈયે. જે શ્રીમંત પાસ જર હોય અને તેનામાં ઉપર મુજબ જીંદગી ગુજારવાની શકિત ન હોય તો તેણે પણ સંસારમાં ઉદ્યોગ કરવો જોઈયે, કારણ કે જરથોશ્તી ધર્મ તથા સંસાર ની આડે નહીં આવે એવા કોઈ પણ જાતના પ્રમાણીક ઉદ્યોગમાં રોકાવાથી (૧) મનમાં ખરાબ વિચારો આવતા અટકે છે; (૨) દુનિયાંમાં ઘણાં ભલાં કામો કરવાને શકિતવાન થવાય છે (૩) સખાવતના કામો થઈ શકે છે (૪) માણસ જાતની ઉપરનું દુઃખ ટાળવામાં મદદ કરી શકાય છે, ઈત્યાદી, ઈત્યાદી. પણ એક શ્રીમંત જો મન મારનાર હોય, પોતાને મન ગમતાં એશ આરામ તરફ કરનાર હોય, તે અષોઈના માર્ગ ઉપર ચાલનાર હોય, અને તેની નજર આદમ જાતના દુઃખ તરફ ચોંટી હોય તો તે પણ બેઉ જેહાનના એટલા ફાયદાઓ હાંસલ કરી શકે કે જેનું વર્ણન થઈ શકે નહીં—તે અમશાસ્પંદો અને યજદોનો હુમશરીક થાય. અમશાસ્પંદો અને યજદો જગતનાં ભલાં માટે કામ કરે છે, પણ સંસારમાં તે કામ કરવા માટે તેમને માણુસ જોઈયે છે, કે જેની મારફતે તેઓ તે કામ બજાવે. એટલા માટે જો માણસ અષો જીંદગી ગુજારે તો તે તેમના પ્રતિનિધી જેવો થઈ રહે, અને તેથી તેની મારફતે તેઓ પોતાનાં ભલાં કામો બજાવે.

પણ સર્વ જરથોશતીઓએ તો ઉદ્યોગ કરી, "ખેતી કરી" ધંધો રોજગાર કરી, અને તે નહીં બને તો કોઈ ભલાં

જનોની સેવા કરી પોતાનું ગુજરાન પોતાને હાથે કરી લેવું જોઇયે. જરથોશ્તી ધર્મ સાથ ખેતીવાડીનો હુન્નર અતિ અગત્યનો સંબંધ ધરાવે છે, જરથોશ્તી ધર્મનો એક ભાગ એજ હુન્નર ઉપર રચાયલો હતો, એ ધર્મનો એક ભાગ ખેડુત પ્રજા માટેજ જાહેર થયો હતો, કારણ કે ખેતીવાડી માણસનો જીવનગારો છે. આપણુ એવા સંજોગો વચ્ચે રહીયે છીયે કે ખેતીવાડીના ફાયદા જાણવા માટે આપણને જોઇએ તેવી જોગવાઇ મળતી નથી, કારણ કે આપણી પ્રજાનો સંબંધ લગભગ તેથી છુટો થઇ ગયો છે. ખેતીવાડીમાં, જો સરકાર માયાળુ હોય તો, પ્રજા ભુખે મરે નહીં-તેને અરધી રોટી પણ મળે. પણ ખેડુતોની સંખ્યા અને ખેતીનો વિસ્તાર ખેતી ખાનારોની સંખ્યા અને વિસ્તારને પુરતાં ન હોય તો પૂરતો ખોરાક અને પુષ્ટી આપનારો ખોરાક ક્યાંથી મળે? જરથોશ્તીઓમાં જો પુરતો ખોરાક અને પુષ્ટી આપનારો ખોરાક નહીં મળતો હોય તો તેઓએ પોતાની ખેતી પોતાને હાથે બનાવવાને મંડવું જોઇયે.*

## વેપાર-રોજગાર

ખેતીવાડી પછી વેપાર ધંધો આવે છે. પ્રમાણીકપણે વેપાર ધંધો કરવાથી માત્ર સંસારીજ ફાયદા થાય છે એમ

* આજે જરથોશ્તીઓ માટે "નોકરી"ની હાલત ગુલામગીરી કરતાં વધારે ખરાબ થઈ પડી છે. જ્યારે આજે જરથોશ્તીઓ સારૂ ખાસ તેવી નોકરી માટે દરવાજા બંધ થતા જાય છે, ત્યારે તેઓનું ધ્યાન આ તરફ કાં નહીં ખેંચવામાં આવે?

નથી, પણ તેથી ધર્મને લગતા ફાયદા પણ થાય છે. સખાવતની જેટલી રકમ એક વેપારીથી કહાડી અપાય એટલી નોકરી કરનારથી કહાડી અપાતી નથી, અને જ્યારે આ દુનિયાંમાં સખાવતની કીંમત અંતઃકરણ કરતાં પૈસાની રકમ પ્રમાણે અંકાય છે, ત્યારે આવી સખાવત અગત્યની થઈ પડે છે તો જો કે એક ગરીબ પોતાની ગુંજાસ મુજબ ખરાં અંતઃકરણથી થોડી પણ સખાવત કરે તે, મીનોઇ કાયદે જોતાં, વધારે મોટી ગણાવી જોઇયે. વળી ધંધા રોજગારમાં અને ઉદ્યોગમાં મન રોકાયલું રહેવાથી તેટલો વાર ખરાબ વિચારો આવતા અટકે છે; કુટુંબનો અને સંસારનો વહેવાર સેહલાઇથી ચલાવી શકાય છે, ગરીબ સગાં સ્નેહીઓને મદદ કરી શકાય છે, અને બીજા પણ ફાયદાઓ થઇ શકે છે.

## નોકરી.

જરથોશ્તી કોમનો મોટો ભાગ આજે નોકરી કરી પોતાનુ ગુજરાન કરે છે. કોઈની ઉપર બોજો નહી થઈ પડવુ એ ગોયા જરથોશ્તી ધર્મનું ફરમાન હોય એવો એક ભલો વિચાર ટોળામાં ચાલુ હોવાથી પોતાના ગુજરાન માટે કોઈની ઉપર બોજો થઇ રહેવા કરતાં કાંઇપણ ઉદ્યોગ કરી પોતાનું ગુજરાન સ્વતંત્રપણે કરવાનો રેવાજ અસલથીજ ચાલુ છે. આથી જરથોશ્તી ટોળામાં જેટલા પ્રમાણમાં ખરેખરી ગરીબાઈ વાસો કરતી હોય તેટલી પણ બહાર જણાતી નથી,

અને તેજ કારણને લીધે "જરથોશ્તીઓમાં ભીખારી નહી" એ કેહવત દુનિયાંમાં જાણીતી છે. એટલા માટે કોઈની ઉપર બોજો થઈ પડવા કરતાં ગમે તેવો ધંધો કે નોકરી કરી પોતાનું ગુજરાન કરવું સારૂં છે. ઉદ્યોગી માણસ કોઈનો ઓશીયાળો રહેતો નથી. એના બીજા સંસારી ફાયદા ઉપરાંત જે એક મીનોઇ ફાયદો થાય છે તે એ કે, તે સ્વતંત્ર હોવાથી કોઈની મરજીને તાબે થવાને બદલે પોતાની મીનોઇ વૃદ્ધિ માટે પોતાના અંતઃકરણમાંથી આવતી ખુદાઈ સુચનાઓને અનુસરીને પોતાની જીંદગી ગુજારી શકે છે. પરતંત્ર રહેવામાં આપણને ઓશીયાળાં રહેવાથી જરદારોની મરજીને કેટલીક વાર શરણ થવું પડે છે, અને ધર્મના કાનુનો પણ તોડવા પડે છે. તેનો એક દાખલો:—

એક ગરીબ વીધવા પોતાના બચ્ચાં સાથ એક ચાલમાં રહેતાં હતાં. તેમને તે ચાલના માલેકે ઓછે ભાડે રહેવા દીધાં હતાં. પણ ચાલના ધણી "સુધારાવાળા" હતા તેથી પેલી વીધવા જ્યારે માસીક હાલતમાં દુર બેસતાં હતાં ત્યારે ઘરધણી ધમકી આપતા હતા કે એવો "દેખાવ" કરશો તો એ ચાલમાં રહેવા દીધામાં આવશે નહી.

એ અને એવાજ બીજા દાખલાઓમાં દીનદાર ગરીબ જરથોશ્તીઓની મરજીનો કાબુ બીજાંઓ લે છે,

જેઓને જરથોસ્તી ધર્મે મીનોઇ (ખુદાઇ) જીંદગીનો નાશ કરનાર ગણ્યા છેઃ—

તએચીત્ આ મોરેન્દેન જયોતૂમ્ યોઇ દ્રેગવતો મજિબીશ ચિકોઇતેરેશ અંઘઉહીશ્ચા અંઘહુવસ્ચા- અપયેઇતી રએખેનંઘહો વએદેમ યોઇ વહિશતાત્ અષા-ઉનો મજદા રારેષ્યાન મનંઘહો.

"મારીથી (ભોગવાતી) જીંદગી ગુજારવાની રીતીને તે શખ્સો ખરાબ કરે છે કે જેઓ બુરાઓને મોટા ગણે છે, શેઠો અને શેઠાણીઓની દોલતનો કબજો મેલવે છે, (તથા) જેઓ રાસ્ત (માણસો) ને સૌથી નેક વિચારથી પાછા રાખે છે (યાને તેઓના દીલમાં દીનના ફરમાનો બાબે વસવસો ઉત્પન્ન કરીને બુરા વિચારો પેદ કરે છે)."

[અહુનવદ ગાથા, હા ૩૨, ફ. ૧૧.]

જરથોસ્તી ધર્મનો મૂળ પાયો અષોઇ ઉપર રચાયલો છે, અને માણુસના ખોરેહને પવિત્ર રાખવાની તેમાં ખાસ ગોઠવણો થયલી છે, જે તેના ફાયદાકારક રીવાજોમાં આપણુ જોઇયે છીયે.

માસીક હાલતમાં દુર બેસવામાં વૈદ્યક વિદ્યાને જણા-યલા સબબો ઉપરાંત ખોરેહની જાળવણી અને ગર્ભસ્થાન ના પદાર્થો બીજા સબબો છે. ખોરેહની જાલવણી માટે જરથોસ્તી રાહબરમાં પુરતો ખુલાસો કીધો છે. ગર્ભસ્થાનના પદાર્થ સંબંધી આ ઠેકાણે કાંઇ કહી

શકાતું નથી કારણ કે બાબદ ઘણી નાજુક છે. તોપણ આટલું કહી શકાશે કે એ પલીદી સાથ જાદુઈ શીહા એહમને સંબંધ છે અને એની પરહેજી જાળવવામાં ખામી પડવાથી ઓરત જાતને ઘણા માંઠાં પરિણામો સોસવાં પડે છે, અને તેઓ ઘણા દુઃખ દરદોના ભોગ થઈ પડે છે.*

પણ એક ગરીબ માણસ પરતંત્ર રહેવા કરતાં નોકરી કરીનેબી પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન કરે તો, તે સ્વતંત્ર રહી શકે છે, એટલુંજ નહીં, પણ સંસારમાં આબરૂ-દરકારથી રહી શકે છે. તે પોને પોતાની હાજતો માટે કોઇનો મોહતાજમંદ રહેતો નથી, અને થોડે ઘણે દરજ્જે પણ સ્વતંત્ર રહેવાથી પોતાની મરજી મુજબ પોતાનો ધર્મ પાલી શકે છે, અને પોતાની મિનોઈ વૃધ્ધિ આગળ વધારી શકે છે.

## કુરસદનો વખત કેમ ગાળવો ?

દીવસના ઉદ્યોગમાંથી ફારેગ થયા પછી આપણા લોકોમાં સાંજનો વખત માણસની વલાણ અને આચાર વિચાર પ્રમાણે, રમત ગમતમાં કે ટૉળ-ટપ્પામાં યા એવીજ કોઇ કલબોમાં પસાર કરવામાં આવે છે. હવે મનનો સ્વભાવ એવો છે કે તેને જે ચીજમાં મજાહ મેલવવાની ટેવ પડી હોય તેમાં તે મજાહ માની લે છે. કોઈ

* જુઓ "માસીક હાલતવાળી ઓરતોને દુર બેસવાની જરૂર," આવૃતિ ત્રીજી, રચનાર એક જરથોશ્તી.

ક્રીકેટ રમવામાં, કોઈ ખાવાપીવામાં, કોઈ ટોળ ટપ્પામાં, કોઇ રંગ રાગમાં, કોઈ અભ્યાસ, ઈત્યાદીમાં મોજ સમજે છે. સૌ સૌની વળાણુ પ્રમાણે માણુસ રસ્તો લે છે. તેથી જો જરથોશ્તી ભાઇઓ અને બેહનો પુરસદના વખતે ધર્મ-પુસ્તકોનો અભ્યાસ કરવામાં મજાહ મેલવવાની ટેવ પાડે તો તેના ફાયદા હું અત્રે વિસ્તારી શકતો નથી. જીંદગીમાં પુરસદનો વખત ગાલવાને એના કરતાં વધારે ઉંચુ બીજુ કોઇ સાધન નથી,–બલકે એક બારગી એમ કહીયે તો ચાલે કે જન્મ લેવાનો ખાસ હેતુજ ખુદાને પીછાનવાનો હોવાથી તેની પીછાન માટે ધર્મનો અભ્યાસ કરવાને બની આવે એટલો વખત ફાજલ પાડવો જોઇયે. જો કોઇ તરફથી એવો સવાલ કરવામાં આવતો હોય કે, "આખા દીવસના થાકેલા પરાગેલા બે ઘડી રમત ગમતમાં મજાહ નહીં મેલવીયે કે?" તો તેનો નમનતાઈ ભરેલો જવાબ, જેઓ આખો દીવસ સંસારમાં મગજનું કામ કરનાર, હોવા છતાં પુરસદનો વખત પણ ધર્માભ્યાસમાં કહાડે છે તેઓને પુછવાથી માલમ પડશે. તેઓ જણાવે છે કે સંસારના કામોમાં મનશકિત આખો દિવસ રોકેલી રાખ-વાથી કંટાલો આવવા છતાં, સાંજે એક બે કલાક ધર્મના અભ્યાસમાં કે ધર્મને લગતી વાતચીતમાં રોકવાથી તેમને ગોયા તાઝગી અને આસાએસ મલી હોય એમ લાગે છે. તેનુ કારણ એજ કે માત્ર મનની વૃત્તિમાં ફેરફાર થવાથી

મનને આસાએસ જેવું લાગે છે. રમત ગમતમાં પણ માત્ર મનની વૃત્તિજ ફેરવવાથી આસાએસ જેવું લાગે છે, બાકી મનતો રમતગમતમાં પણ રોકાયલુંજ રહે છે. સવાલ માત્ર એકજ ચીજ પસંદ પડતી છે કે નહિ તેને છે. ધર્મનો અભ્યાસ અંતઃકરણને રાહત આપનારો હોવાથી એક જાતની એવી અંતર ખુશાલી પેદા કરે છે કે તેની મોજને સંસારી રમત ગમતમાં કે ખાન-પાનમાં મોજ સમજનારાઓને ખ્યાલ વટીક નહીં આવે. એજ કારણને લીધે જેઓ આ અભ્યાસમાં ગુતેલા છે તેઓ એ ખ્યાલમાં એટલા ચકચુર બની જાય છે કે તેઓને કેટલીકવાર પોતાની આસપાસ શું બને છે તેની ખબર વટીક પડતી નથી; તેઓ પોતાનાં સંસારી સંકટો ભુલી જાય છે. આ ઉપરથી જોઈ શકાશે કે જેમ એક દારૂ પીનારને દારૂથી મોજ મલે છે, અને એક વાર દારૂ મલે તો તે ફરીથી પી તેની મસ્તીમાં ચકચુર બને છે, તેમ આ અભ્યાસથી પણ મીનોઇ જ્ઞાનની મસ્તીમાં આનંદ મેળવાય છે. તફાવત માત્ર એટલોજ છે કે પહેલાનો હોશ જયારે ઉંધો પડે છે, ત્યારે બીજાની હુશીયારી વધતી અને વધતી જાય છે. એટલા માટે મીનોઈ જ્ઞાનને સુફીઓએ "શરાબ" ની ઉપમા આપી છે.

તોપણ આટલી વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે આપણામાં જે એહેરેમન છે તે હંમેશાં ભલાં કામમાં આટ-

કાવ નાખ્યા કરે છે; તેથી વારેવાર આપણા મનમાં આ અભ્યાસ માટે આળસાઈ કે અણગમો ઉત્પન્ન થાય છે, અને શરૂઆતમાં તો કદાચ ખચીતજ તેમ થાય. જરા જેટલું નજીવું બહાનુ મલવાથી આ અભ્યાસ ચુકાવાનું મન થાય છે, અને એક દીવસ ચુકવા દીધો તો કદાચ પછી લાંબા વખત સુધી તે પાછો હાથ ધરવાની જોગવાઈ મલતી નથી. એટલા માટે જેમ શરીરના પોષણ સારૂ ખોરાકની જરૂર વિચારવામાં આવે છે તેમ રવાનનાં પોષણ સારૂં મીનોઇ જ્ઞાનની અવષ્ય જરૂર માનવી. એમ વિચારી તેની પાછલ ખંતથી મંડવું. તેનો બદલો જરૂર મલ્યા વગર રહેતો નથી, અને થોડા વખતમાં તેથી ઉપર કહ્યા મુજબની ખુશાલી લાગવા માંડશે.

આથી માલમ પડશે કે મીનોઇ જ્ઞાનનો યા ધર્મ પુસ્તકોનો અભ્યાસ કરવાથી ઘણા ફાયદા થાય છેઃ—

(૧ થાકેલા જીવને આસાએસ મળે છે, (૨) રવાનને પ્રકાશ મળે છે; (૩) અક્કલ હુશીયારી વધે છે; (૪) જીંદગીમાં જીવેલું પ્રમાણ થાય છે; (૫) સંકટમાં સબુરી મળે છે, (૬) દુઃખ ભુલી જવાય છે; (૭) ખુદાની વધારે નજદીક જવામાં મદદ મળે છે; (૮) પાપમાંથી છુટકો થાય છે; (૯) ખુદાઈ જ્ઞાન મળે છે; (૧૦) મરણ પછી ઉંચુ બેહેસ્ત મળે છે, ઇત્યાદી.

## કલબો.

પારસી જુવાનોમાં આજે "કલબો" સ્થાપવાનું કામ સાધારણ થઈ પડયું છે. "કલબ" ઈંગ્રેજોની નકલ છે, અને તેની નેમ આસાએશને બહાંને માત્ર રમતગમત અને મોજમજાહ કરવામાં સમાયલી છે. ઉમરે પોહોંચેલા માણસો માટે એવાં મંડળો જેટલાં વાંધાં ભરેલાં ગણાતાં નથી તેટલાં જુવાન માણસો માટે તે ગણાય—તે નુકશાન-કારક ગણાવાં જોઈએ. કારણ કે મેહેનત અને પૈસા ખરચાવાનાં પ્રમાણમાં ફાયદો થતો નથી, પણ ઓર નુકશાન થતું જોવામાં આવે છે. ઈંગ્રેજો અને બીજા દેશીઓ, જેઓ મોટા પાયા ઉપર કલબો સ્થાપે છે, તેમનો હેતુ વગવાળા લોકોએ રાજદ્વારી ફાયદા હાંસલ કરવાનો હોય છે, તેમજ કોમ અને દેશને ફાયદો કરવાનો હોય છે. જો તે ધોરણ ઉપર આપણા પારસી જુવાનો કાંઈ ધર્મનો અભ્યાસ કરવા—ધર્મ સંબંધી કે સંસારી ખરો સુધારો કરવા—અથવા એવાજ કોઈ ફાયદાકારક હેતુથી એક કલબ સ્થાપે, અથવા તો જે કલબો હાલે મોજુદ છે તેઓને તેવી નેમ માટે ફેરવી નાખવામાં આવે, તો તે આપણુ માન ખેંચી શકે; પણ માત્ર મોજમજાહ માટે જો કલબો સ્થાપવામાં આવતી હોય તો, જરથોશ્તી માબાપોએ પોતાનાં બાળકોને અને જુવાનોને, એવાં મંડળને ખાનાખરાબીનાં બી વાવનાર ખાતાંઓ તરીકે સમજી અટકાવવામાંજ ફાયદો ગણવો જોઇએ.

# સરોષની રાહબરી.

સરોષ એક મોટામાં મોટો રાહબર યજદ છે. જરથોશ્તી ગાથા, જેમાં સઘળા ફરેસ્તાઓના નામ જણાતાં નથી, તેમાં સરોષનું નામ મલે છે. એ ઉપરથી સરોષનું મહત્વ ઉંચુ માલમ પડે છે. તે બેહોશીમાં રવાનની પાસબાની કરે છે; રાત્રે ઉંઘમાં અને મરણ પછી, જ્યારે આપણો હોશ જાગૃત હાલતમાં હોતો નથી, ત્યારે તે આપણા રવાનની પાસબાંની કરે છે. તેથી જરથોસ્તીઓમાં રાત્રે સુતા આગમચ "સરોષ યશ્ત રાતની વડી" અથવા નાની "સરોષ યશ્ત" ભણવાનો ચાલ છે. માંદગીમાં કે બીજી રીતે જો આ યશ્તો આખી ભણવાનું બની આવતું નહી હોય તો "સરોષ બાજ" પણ ભણી બીછાનાં પર જવું સારૂં છે. તેના ફાયદા "સરોષ યશ્ત"માં દર્શાવવામાં આવ્યા છે. * દરેક માણસને સરોષથી ખુદાઈ જ્ઞાન મલે છે, ખુદ અશો પેગમ્બર જરથોશ્ત સાહેબને પણ સરોષની મારફતે ખુદાઈ જ્ઞાન મલ્યું હતું. હોમ, જેની આરાધના અષો જરથોશ્તે કીધી હતી, તેણે સુધ્ધાં મિથ્ર ભેગાં સરોષને આરાધ્યો હતો. † તેથી એ યજદની પનાહપોશીમાં રહેવાથી દરૂજી શકિતઓ, જેનું બળ રાત્રે ઘણુ વધી જાય

* જુઓ 'જરથોસ્તી રાહબર" બાબદ "સરોષનો પેગામ."

† હોમે સ્રઓષને આરાધ્યો—સ્રઓષ યશ્ત, કરદો ૮, ફ. ૧૯; હોમે મિથ્રને આરાધ્યો-મેહેર યશ્ત, કરદો ૨૩, ફકરો ૮૮.

છે, તેનાથી આપણો બચાવ થાય છે. વળી દરરોજ એની સેતાએશ કરવાથી મરણ પછી પણ તે આપણી—રવાનની—પાસબાની કરે છે, એમ અવસ્તા ઉપરથી જણાય છે.

## રાતનું ખાણું.

પણ આટલું ધ્યાનમાં રાખવું જોઇયે કે, જો કોઈ માણસ રાત્રે એંધીની માફક ખાય, દારૂ પીએ, અને એવીજ રીતે પોતાના મગજપર લોહીનો જુસ્સો વધવા દે તો તેનું ભણેલું તેને જોઇયે એવી મદદ કરી શકે નહીં. સૌથી ઉત્તમ રીત સૂર્યાસ્ત આગમચ રાતનું ખાણું લેવાની છે; પણ હમણાના પારસી સંસારમાં તેમ બનતું ન હોવાથી ધર્મી જીંદગી ગુજારવા માટે તો રાત્રે જેમ બને તેમ હલકો ખોરાક લેવામાંજ ફાયદો છે.

આપણા ખોરાક અને પોષણ માટે જે યજદો અનાજ, ફળફળાદી, વનસ્પતી, ઈત્યાદી ઉત્પન્ન કરે છે તેમનું અહેસાન માન્યા વગર ખાણું ખાવું ગોયા ચોરીનો માલ ખાધા બરોબર છે. એટલા માટે દરેક વેળા બાજ ધરીને ખુદા અને તેના ફરેશતાઓને યાદ કરી ખાણું ખાવું સારૂં છે. પુરતી ગંભીરતા સાથે ખાવાથી ખાણું સારી રીતે હજમ થવા સાથ આપણ ખુદાના ગુનેહગાર ઠરતા નથી. મોટા મેળાવડાઓમાં સુધાં ખાણું ખાતી વેળા બાજ ધરી પુરતી ગંભીરતા સાથેજ ખાણું ખાવું જોઈયે. "હુરરે"

ના પોકારો કરવા એ જરથોશ્તી રસમ છેજ નહી--એ માત્ર જંગલી રસમ છે--તે આપણા લોકોએ અખત્યાર કરી ભુલ કીધી છે. તે જેમ બને તેમ જલદીથી દુર કરવી જોઇએ, એવી રીતના ધીંગા મસ્તી સાથ આપણુ ખાણું ખાતી વેળા. એક તરફથી ફરેશ્તાઓને યાદ કરી, બીજી તરફથી આપણી આસપાસ ગોયા દેવદરૂજોનું લશકર બોલાવીયે છીયે તેમાં કોઈ પણ ફાયદો સમાયલો નથી. બહારના બીજા લોકો તેથી એવું સમજે છે કે પારસીઓ દારૂ પીવા બેઠા છે, અથવા દારૂ પી છાકટા થયા છે–તે વેળા આપણુ દાનાવ માણુસ છીયે, એવું જેમ આપણુ ભુલી જઇયે છીયે, તેમજ બહારના લોકો પણુ એવો પોકાર કરનારાઓને દાનાવ ગણે નહી. માત્ર એક રીવાજ પડી ગયાથી આપણુને એમાં ખોટું લાગતું નથી.

## બીછાનાની પવિત્રાઇ.

સાદો અને હલકો ખોરાક લીધા પછી પણ થોડો વખત વચમાં ગાલ્યા પછી બીછાનાપર જવાથી આપણે આપણા બચાવ માટે ગોયા આપણી આસપાસ એક મીનોઇ દેવાલ બાંધીયે છીયે. જો સૂર્યાસ્ત આગમચ ખાવાનું બની આવતું હોય તો અઈવીસ્ત્રુથ્રેમ ગેહમાં સરોષ યશ્ત ભણી બીછાના ઉપર જવાથી વધુ ફાયદો થાય છે. ખરૂં જોતાં તો એજ ગોઠવણુ વાજબી છે. પણુ આપણા સંસારમાં રાતનો ખાણાનો વખત બહુ અસુરો રાખવાથી ખાધા આગમચ સરોષ યશ્ત ભણવાનો રવૈયો છે.

પણ જેઓથી નહી બનતું હોય તેઓએ બનતાં લગી બીછાનાપર જવા આગમચ આગળ જણાવેલો ગાથાનો ફકરો અથવા નીચલી નીરંગ પણ ભણીને સુવાની કોશેશ કરવી. તેમ કરવાથી રાત્રે ઉંઘમાં તે પોતાનો કાંઈબી બચાવ કરી શકશે.

નામ યજદ નામ હોરમજદ ખોદાએ અવજુની એજીઆર ઇમિજી ગોશદાર કસને પેતીઆર મેહર સરોષ ઇઆર સરોષ ગોશદાર કસને પેતીઆર અહુરેમ મજદામ અહુરમજદ અમેશાસ્પંદાન મેહર સરોષ રશને નામ ઇજદ નામ અહુરમજદ ખોદાએ અવજુની. અષેમવોહુ ૧.

આ નીરંગ ભણવાનો ફાયદો એ કે, આગળ કહ્યા મુજબ રાત્રે દરૂજોનું બળ વધારે હોવાથી, આ નીરંગ ઉંઘમાં આપણા બચાવ જેવી થઇ પડે છે.

વળી જે મીનોઈ ફાયદો આપણે દીવસે સેંકડો સંસારી ખટપટોને લીધે મેળવી શકતા નથી તે ફાયદો, જો પવિત્ર જીંદગી ગુજારતા હોઇયે તો, રાત્રે ઉંઘમાં મેળવી શકીયે છીયે. જેમ ખોરાકને પચાવાની જરૂર છે,--જો તે પચે તોજ ખોરાક ખાધેલો પ્રમાણ—તેમજ જ્ઞાન પણ "પચેલુ" હોય તોજ કામનું. તેથી દીવસે મન ભમતું હોવાથી મીનોઈ જ્ઞાન આપણ બરાબર સંપાદન કરી (પચાવી) શકતા નથી, પણ જે મીનોઈ અભ્યાસ દીવસે કીધો હોય તે રાત્રે પચાવવાને બની આવે છે. તે બીછાનાનું "મેગ્નેટીઝમ" જો સારૂ

હોય તો, ઉપલી રીતે જીંદગી ગુજારવાથી ઉંઘમાં ઉંચી જાતના ખોવાબ આવે છે, કોઈવાર આગાહી થાય છે, ઇત્યાદી. એનું કારણ એ કે આપણ સંસારમાં લપેટાયલાં હોવાથી દીવસે જે અટકાવો મળે છે તે રાત્રે મળતા નથી, અને રવાન ઉંઘમાં મીનોઇ દુનિયામાં હોય છે, ત્યાં તે કેટલુક કામ સહેલાઈથી કરી શકે કે જે સંસારની જંજાલો વચે બનતું નથી. જાનવરી જીંદગી ગુજારવા સાથ ઉંઘમાં મીનોઇ દુનિયાંના નીચલા તબકકા ઉપરજ રવાન રહે છે; પણ પવિત્ર જીંદગી ગુજારવાથી તે ઉંચા તબક્કા ઉપર જઈ શકે છે. સાધારણ સ્વપ્નાઓ જ્યારે નીચલા તબક્કાઓ ઉપર હોવાથી અંધકારમાં જોઇયે છીયે, ત્યારે ઉંચા તબક્કાઓ ઉપર વધારે ને વધારે સ્પષ્ટ અને કોઇવાર રોશનીમાં પુર હુશીયારી સાથ તે જોવામાં આવે છે, જયારે તે એક જાતની "બશારત" ગણી શકાય.

## ફરજીયાતને અનુસરતી જીંદગી.

આગલા ભાગમાં આપણે સાધારણ રીતે દરરોજની જીંદગી ગુજારવાની જરથોશ્તી ફરજીયાતો જોઈ આવ્યા છીયે. પણ તે ફરજીયાત ગુજારવા સાથે જો આપણે આપણી જીંદગી સુધારવાની કોશેશ નહી કરીયે તો આપણી હાલત એક ઘડીઆળ કે ગાયથી વધારે ચઢતી ગણાય નહી; કારણ કે એક ઘડીઆળને ચાવી આપયાથી તે ચાલે છે, પણ પોતે સમજતું નથી કે પોતાનો ઉપ્યોગ કેટલો છે, તેમ એક

માણુસ પોતે શું કરે છે તે સમજવાની કોશેશ કર્યા વગર જો તે ભણુતર કે કામ કર્યો જાય તો તે પણ એક ઘડીયાળ જેવોજ છે—તેનું કામકાજ યાંત્રીકજ ગણાય. તેમજ કોઈ માણુસ મોંસ-મછીનો ખોરાક તજી દઈ બીજી રીતે તેને અનુસરતી જીંદગી નહી ગુજારે તો, તેની હાલત પણ ગાય બળદ જેવીજ ગણાય—ગાય-ઢોર પણ માંસ ખાતાં નથી—તેઓ માત્ર ઘાસ ખાઈ જીવે છે.

એટલા માટે પવિત્ર જીંદગી—મીનોઈ જીંદગી—ગુજારવા સાથ મીનોઈ જ્ઞાનની સમજ લેવાની જેટલી બની આવે એટલી કોશેશ કરવી જોઈયે, અને તેવીજ રીતે આપણા નીચ હવસો, હેવાનીયત અને ગુસ્સાઓ ઉપર કાબુ મેળવી, સદ્‌ગુણોને ખીલવવા જોઇયે.

એવી રીતે જીંદગી ગુજારવાથી આપણે ખુદાની વધારેને વધારે નજદીક જઇયે છીયે, ખુદા આપણામાં બેહેતર રીતે પ્રગટ થાય છે.

એવી રીતે જીંદગી ગુજારવા માટે આપણાં કામકાજો નેક હોવાં જોઈએ. આગળ જણાવવામાં આવ્યું છે તેમ આપણને સુખ અને ખુશાલી માટે જુદા જુદા વિચારો હોય છે—કોઈ કંઈમાં સુખ માને છે, અને કોઈ કંઈમાં માને છે. આપણે મુખ્ય કરી (૧) મીનોઇ જ્ઞાનમાં સુખ માનવાની ટેવ પાડવી જોઈયે; પણ જેઓની મનશક્તિ ઉંચી જાતનું જ્ઞાન

સંપાદન કરવાને લાયક નહી હોય, અથવા ઓછી લાયકાત હોય, તેઓએ (૨) કોમની સેવા બજાવવા કોઈ ધર્મ સંબંધી મંડળીમાં સામેલ થઇ તે મંડળીને લગતાં નાના પ્રકારનાં કામો કરવાં, અને તે મંડળીની મારફતે વગર સ્વાર્થે કોમની, દેશની કે દુનિયાંની સેવા બજાવવી, કે જે સેવાઓ ખુદાની સેવા બજાવ્યા બરોબર છે. જેમ જ્ઞાનથી તેમજ ખુદાની સેવાથી પણ આપણો રસ્તો મોકલો થાય છે, અને એવી બીનસ્વાર્થી સેવાથી કોમનું, દેશનું અને દુનિયાનું દુઃખ ઓછું થાય છે.

હરગેજ એમ નહી સમજવું કે "મારા જેવા નાચીઝ માણસની મહેનતથી તે દુનિયાનું દુઃખ શું ઓછું થવાનું હતું ?" તમારી જેટલી લાયકાત હોય તેથી વધારે ભારી કામો કરવા--તમારી કાયનાત અને ગુંજાસ ઉપરાંત કામ કરવા—ખુદા ઈચ્છતો નથી. આપણામાં જે ગુંજાસ હોય તેનાજ પ્રમાણમાં, પણ દીલસોજીથી અને અતઃકરણથી, તે સેવા બજાવવાની અસર, તે કામ ગમે એવું દુનિયાંની નજરે નિર્જીવ લાગતું હોય તોપણ, આખી દુનિયાંમાં પંથરાશે, અને "કોઈ પણ કારણ તેની અસર મોડે કે વેહલે લાવ્યા વગર રહેતું નથી" એ કુદરતના કાયદા મુજબ, તે કામને મજબુતી મળ્યા વગર રહેશે નહીં. પણ આ સઘળું અત્યંત પ્રમાણીકપણે, પુરતા ભાવથી, અને સાચવટ સાથ થવું જોઈયે.

## સાદો ખોરાક.

ખોરાક માટે આગલ આપણુ જોઈ ગયા છીયે. પણ અત્રે તેની લાયક જગા ઉપર થોડા વધુ શબ્દો કહેવાની જરૂર છે. સાદો ખોરાક અષોઈના તરીકાને—અને એટલા માટે જરથોસ્તી જીંદગી ગુજારવાને—અવષ્યનો છે અને તેના ફાયદા સર્વે વૈદ્યક શાસ્રીઓ, વિદ્વાનો, ફીલસુફો અને પેગામ્બરો સમજાવે છે. સાદા ખોરાકથી આપણુ દુઃખ દરદથી બચી જઈયે છીયે, તેથી આપણુ આપણા નીચ હવસો ઉપર કાબુ રાખી શકીયે છીયે; તેથી પૈસાનો બચાવ થાય છે; તેથી અક્કલ હુશીઆરી વધે છે; તેથી વધેલા પૈસા બીજા ભાઇબંધો અને સગાં સ્નેહીઓનું દુઃખ ઓછું કરવાના કામમાં વાપરી શકાય છે; તેથી બીજી સખાવતો થઈ શકે છે, ઇત્યાદી.

વળી ખાના ઉપર બાજ ધરી ખોદાની યાદ સાથ ખાનુ ખાધા પછી, રસ્તે ચાલતાં હાલતાં, કલબે કલબ કે એવીજ બીજી રીતે ઢોરની માફક ખાવું માનસાઈ કાયદાથી ઉલટું છે. એવી રીતે ખાવાથી જઠરાગ્ની નિયમસર કામ કરી શકતો નથી, પાચન શક્તિને પોતાની શકિત ઉપરાંત મહેનત પડે છે; પણુ જે માણુસ એવીરીતના ખોરાકને પચાવી શકે તે માણુસ "ખાધરો" સમજવો.

## સાદો પોશાક.

માણસનો પોશાક તેના ભિત્તરના આચાર વિચારનું બહારનું માપ દેખાડે છે. જેવા આચાર વિચાર હોય તેવી જાતનો શોખ હોય, અને શોખ વીતચીત મારફતે અથવા પોશાક મારફતે જાહેર થાય છે. એક સંપૂર્ણતાને ચહાનાર અક્કલવંત માણુસ જેમ .ખાવે પીવે તેમજ પોશાકમાં સાદો હોય છે; એક અધુરો, છાલકો, અને ઉછાછલો માણુસ પોતાનું અધુરાપણુ, ઈશ્કી, ત્રીમતરાક, અને ઈતરાટ ભરેલા પોશાક મારફતે જાહેર કરે છે. એક ધર્માભિમાની કે જાતિભિમાન માણુસ પોતાનો બાપીકો સાદો પોશાક પેહરવામાંજ માન મરતબો અને મોટાઈ સમજે છે; અને તેને તે માન મરતબો અને મોટાઈ બીજા લોકોથી, રાજ-દરબારથી, અંજુમનથી મલે છે. પણ મહલાજા ભરેલો બાપીકો પોશાક તજવો અને બીજી કોમનો ઈટશટ ભરેલો પોશાક સજવો, મગજમાં તકોબરી દાખલ થયા સિવાય બનતું નથી, એ ખ્યાલના ભીત્તરમાંજ તકોબરી હોય છે, "મને કોણ પુછનાર છે?" આ ખ્યાલ દાખલ થતાં તે કોમની કે લોકોની દરકાર કરતો નથી, અને તે અભીમાનમાં તે વિચીત્ર નકલ કર્યો જાય છે. * તે પે.તે પોતાના મનમાં ચાહે છે કે એવા

* જેઓને પોતાના અધિકારની રૂહે ફર્જ પડે છે, તેઓને આ બાબદમાં છુટ મુકી શકાશે.

"સુધારા"થી લોકો મને માન આપે; પણ તેજ વેળા તે પોતે પોતાની કોમને અપમાન કરે છે તે ગર્વીષ્ટપણાના પરદાને લીધે જોઈ શકતો નથી. આથી તે ઉડાઉપણાના વર્ગમાં આવે છે, તેથી તે જો ધર્મ શાસ્ત્રને માનતો હોય તો, તેની સનમુખ આપણુ **વંદીદાદની** શીખામણ રજુ કરીશું:—

નોઈત્ જી અહુરો મજદાઓ યાઓ દાહુયનામ્ અવરેતનામ પઇતિરિચ્યા કઇથે; નોઈત્ અસ્પેરેનો-મજો, નોઈત અવચિનો-મજો; અવત્ . અઓષ ચરાઈતિક અવિં-માંમ હુરેકે-હુરેચ્યાત.

"અહુરમજદ આપણી પાસે જે [વસ્ત્ર] હોય તેમાંથી કોઇબી ચીજ રદ કરવા આપતો નથી; અસ્પેરેનાના જેટલી પણ મોટી નહી; કે કાંતનારી કન્યા અવી પ્રમાણુ જેમ નાખી દે એટલો (તરાક) પણ નહી."

[વંદીદાદ, ફર્ગર્દ ૫, ફ. ૬.]

આ ઉપરથી જોવામાં આવશે કે વસ્ત્ર તેમજ ખોરાક કે પૈસો, કાંઇપણ ચીજ ગેરકાયદે અને બેઅંદાજે વાપરવામાં ફાયદો થવાને બદલે ગેરફાયદો થાય છે. આ બાબત ઉપર ખાસ કરીને ઓરત જાતનું ધ્યાન વિષેશ કરીને ખેંચવામાં આવે છે, કારણ કે કુદરતી રીતે જોતાં એમાં મરદ કરતાં ઓરતનો હાથ વધારે છુટો જણાય છે. પણ આ નાજુક જાત તરફ આપણુ જે માન ધરાવીયે છીયે તે તરફ જોતાં

આપણુ તેને નમ્ર અર્જ કરીશું કે તેઓ આ બાબદમાં દાનાઇ અને દુરંદેશી વાપડે.

## તેહેવારો.

તેહેવારો પાલવાની બાબદમાં પણ આપણે સાદાઈજ વાપરવી જોઇયે. હાલમાં આપણે જે રીતે તેહેવારો પાલીયે છીયે તે ધર્મના કાનુનોને અનુસરીને પાલતાં નથી. એ વિષે થોડા વખત ઉપર એક બાબદ ચૅરાગમાં લખાઇ હતી તે આ ઠેકાણે ઉપ્યોગી થઈ પડશે.

"ઘરના તેહેવારો એવી રીતે ગુજારવા જોઈયે કે બાકીના સઘલા દીવસો જે સંસારી ખટપટોવાળી જીંદગીમાં પસાર થાય છે, તેમાંથી બની આવે તો મોકળા થઈ તે દીવસે પવિત્ર જીંદગી ગુજારી શકાય. 'તેહેવાર' નો અર્થજ એ થાય છે કે 'પવિત્ર દીવસ,' અને પવિત્ર દીવસ ગુજારવો એટલે પવિત્ર જીંદગી ગુજારવી. જયારે કોઇ દીવસ આપણી પોતાની જીંદગી કંગાલ ગુજરે છે ત્યારે આપણુ કહીએ છીએ કે 'આજનો દીવસ કંગાલ ગયો,' તેમજ જયારે આપણુ ખુશાલીમાં કે ભલી વાતચીત કે મીનોઈ અભ્યાસમાં પસાર કરીયે છીયે ત્યારે કહીયે છીએ કે 'આજનો દીવસ ઘણો સારો ગયો.' આ મુજબ તેહેવાર પાળવો એનો અર્થજ એ થાય કે તે દીવસે બીજા દીવસો કરતાં વધારે પવિત્ર જીંદગી ગુજારવી. પવિત્ર જીંદગી ગુજારવા માટે—અથવા બીજા શબ્દોમાં બોલીયે તો મનને પવિત્રાઈમાં રોકવા

માટે—ભારી ખોરાક અને જાત જાતના દારૂ ઝેર જેવાં છે, એમ સેહેલથી કહી શકાય.

જો કે આ બાબદમાં એક વૈદ્યરાજની સલાહની જરૂર નથી, તે છતાં કોઇ પણ દાકતર આ બાબદમાં પોતાનું મત આપણી તરફેણમાં આપશે. એટલા માટે તેહેવારના દીવસો ઉપર ભારી ખોરાક અને જાતજાતના દારૂને બદલે સાદો ખોરાક લેવાથી આપણી તદરોસ્તી જાલવવા સાથ મન સ્વચ્છ રહેવાથી મીનોઇ બાબદને લગતો વિચાર કરવાને તે વધારે લાયક થાય છે. ભારી ખોરાકથી ચિત્ત બરાબર રહેતુ નથી, અને તેને પચાવવાને જાતજાતના કાતેલ ઝેરી દારૂ પીવાથી આપણી નેમ ઉંધી વળે છે. પણ આખો દીવસ સાદા ખોરાક સાથ ભણવામાં કે ધર્મ અભ્યાસમાં જીંદગી ગુજારી હોય તો રાત પણ ઘણી ખુશનુમા પસાર થાય છે. એટલુંજ નહી, પણ એવી રીતની ટેવ પાડી હોય તો કોઈ વાર રાત્રે અગમચેતી કે આગાહી પણ થાય. માત્ર ઘણું ઘણું ભણી જવાથીજ કાંઇ વળતું નથી; થોડું ભણવું, પણ તેની સાથે તેની સમજ લેવી વધારે બેહેતર છે. તેહેવારના દીવસોપર બચ્ચાં છોકરાંઓને સાથે લઈ ધર્મ સંબંધી કે નીતિને લગતાં પુસ્તકો વાંચી તેના સમજ લેવાય તો બચ્ચાંના મન ઉપર તેમજ મોટાં માણસના મન ઉપર સારી અસર થાય અને પછવાડેથી જીંદગીમાં ધર્મ જ્ઞાનની ખામીને લીધે જે કેટલાક પસ્તાવાના દાખલાઓ બને છે તેવા દાખલાઓ બનવાનો સંભવ ઓછો રહે.

"ગાહમ્બાર અને જશ્નોના મેલાવડામાં જગતના ભલાં અર્થે સાથે મળી (congregational) 'બંદગી' થાય એવી ગોઠવણો થવી જોઇએ. તેમજ 'હીપહીપ હુરરે' ના તોફાની ખાનાની જગ્યા માત્ર ચાસની કે તદન સાદાં ખાનાને આપવી જોઇએ. પણ એવા મેલાવડાઓ તરફ વધારે ખેંચાણ થાય એવા કરવા તેની સાથે તે હીંગામને અનુસરતાં ધર્મ સંબંધી ભાષાણો, અને ભાષણ કર્તા નહી મળે તો, તેને અનુસરતાં વાંચણો થવાં જોઇએ.

"આ સઘળી એલતેમાસો તુરત વેળાની કામ ચલાઉ છે; એમાં ઘણો સુધારો કે વધારો સંજોગો મળતાં કરી શકાય એમ છે. પણ ભલા જરથોશ્તી ટોળામાં જેઓને લાગે વળગે તેઓને અર્જ કરવામાં આવે છે કે જંગલી જમાનાને અનુસરતી રસમો, જે માત્ર એક યા બીજી પ્રજાના સમાગમમાં આવ્યાથી અખ્ત્યાર કીધી હોય, પણ જે વાંધા ભરેલી દેખાય, તે તરક કરી તેની જગ્યા વિવેકથી દરીયાફ્ત કરી જે રીત સારી લાગે—જે રીત આપણને અહુરમજદની વધારે નજદીક જવામાં મદદ કરે—તે રીતો અખ્ત્યાર કરવી વધારે મુનાસેબ છે."*

## તેહેવારો ઉપર થતાં ભણતરો.

સાથે મળીને કરવાના [congregational] ભણતર માટે આગલ જણાવવામાં આવ્યું છે. જરથોશ્તીઓમાં ચોકસ

*ચેરાગ, ફેબ્રુઆરી, ૧૯૦૦.

હીંગામો ઉપર અમુક ભણુતરો અમુક ગેહમાં ભણવાનાં મુકરર થયલાં છે. તે ભણુતરો જો જુદા જુદા ટોળાંઓ અથવા મંડળો સાથે મલી એક ઉચ્ચારે પુરવી ગંભીરાઈથી કરવામાં આવે તો કેટલો ફાયદો થાય ! *

ભણુતરના "વાઇબ્રેશન્સ" આસપાસ ફેલાઈ તે જગ્યાને પવિત્ર કરે, એટલું તો કોઈ પણ વિચારવંત જરથોશ્તી કબુલ કરે. પણ એ સિવાય તે ભણુતરના આવાજનો પ્રવાહ આખાં વિશ્વમાં પંથરાય છે, અને તે જ્યાં જ્યાં પંથરાય છે ત્યાં ત્યાં ભણુતરની ભલી અસર પાંથરતો જાય છે. તેથી દુનિયાંમાં આબાદાની પંથરાય છે; તેથી બુરી શક્તિઓનું બળ તુટે છે; તેથી બીજા માણસોના મન ઉપર સારી અસર પંથરાય છે; તેથી હુશીયારી વધે છે; તેથી કોમમાં મોહોબત વધે છે, ઈત્યાદી.

એક દોરડું તોડવા માટે જો એક જણ જુદુ જુદુ જોર અજમાવે તો તે તોડવા માટે સઘલાની કોશેશ નિષ્ફળ જાય; પણ સઘળા સાથે જોર અજમાવે તો તેઓ તે દોરડુ સહેલાઇથી તોડી શકે, તેજ મુજબ જે ભણુતરો સાથે મલી

---

* હમણાની રીતી, જેમાં સાથે મળી બંદગી કરતી વેળા પણ કોઈ કેમ અને કોઈ કેમ ભણુતર કરે છે, તેથી જોઇયે એવું ફળ નહી મળે એ દેખઈતુ છે. મરણ વખતના જેવા ગંભીર વખતે પણ પતેત કરવા કોઇ મોબેદ ક્યારે આવે અને કોઈ ક્યારે આવે અને સઘળા એકજ વખતે પતેત પુરી કરે ! એજ દેખાડે છે કે આપણે ક્યાં ઉભા છીએ.

કરવાનાં હોય તે બનતાં સુધી સાથે મળી એકજ અંતઃકરણથી કીધાં હોય તો તે કેવાં ચમત્કારીક કામો બજાવે છે તેનો એક દાખલો તવારીખે નોંધ્યો છે. *

મોગલ રાજ્યમાં હિંદુસ્થાનમાં આવ્યા પછી પણ જરથોસ્તીઓ ઉપર વારેવાર રાજદ્વારી આફતો આવી પડતી હતી. તેમાંથી તેઓ ગેબી મદદ મેલવી છુટકો મેળવતા હતા. એકવાર એક આતશકદેહ ઉપર એક નવાબના હુકમથી મુસલમાનોએ આખી રાત ઘેરો ઘાલ્યો હતો. મોબેદોએ યજશનેની ક્રિયા માંડી. અલબત જે જીવ સટોસટનો વખત

* નૃસિંહ મેહતાનો ગરબો જરથોસ્તી અબળાઆમાં હોંસે હોંસે અને ગંભીરતા સાથ ગવાય છે. આ પવિત્ર નરને તેની જાતવાળાઓ વારેવાર તરેહવાર તાણા મારતા હતા. એકવાર તેને એવી મતલબનો વાણો મારયો કે તેમનામા સત હોય તો એક "નવસેરો હાર" હવામાંથી પેદા કરે. "અરે માંગી માંગીને શું રે માંગ્યું, માંગ્યો નવસેરો હાર !" નૃસિંહ મેહતા રાત્રે ભજનમાં બેઠા અને તેમના ચેલાઓ તેમની આસપાસ બેઠા. લોકો જોવાને ઠઠમાર એકઠું મળ્યુ. ભજન ચાલ્યું આખી રાત; બામદાદ થવા આવી તોએ હાર મલે નહી; તેથી લોકોને નાસીપાસ થવાનો અને મેહતાજીપર તાણાંજાણી થવાનો વખત નજદીક આવ્યો. પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પેલી તરફ ભજન કરવા બેઠેલા ચેલાઓના તાલ અને સુર એવાં તો એક મળી ગયાં કે ગોયા એકજ માણસમાંથી તે તાલ અને સુર નીકળતાં હોય એમ લાગ્યું. આ સઘળુ અંતઃકરણના એકત્ર થયા સિવાય બનતુ: નથી. છેવટે સઘળાની ખુશાલી વચ્ચે હાર પ્રગટ થયો અને નૃસિંહ મહેતાના ગળાંમાં આવી પડયો !

હતો તે મામલો ધ્યાનમાં લેતાં મોબેદોએ જાનફેશાની સાદ
તે ક્રિયા કીધી હોય તે દેખાઇતું છે. રાત્રે નવાબના વિચારમાં
એટલો ફેરફાર થયો કે બામદાદે ઘેરો કહાડી નાખવાનો હુકમ
થયો. થીયોસોફીનો અભ્યાસી એનું કારણ કદાચ તુરત
સમજી શકશે.

જો અવસ્તા ભણતર કરતી વેળા ભણનારા પવિત્ર
લોકો એકીનદાર, જાનફેશાની કરનાર, ગંભીર અને એક
દીલ હોય તો તેઓ નહી શું કરી શકે? હજી આપણે તેનો
કક્કો પણ જાણતા નથી અને આપણાં અજ્ઞાનપણા અને
આપણી આળસાઈ માટે વારેવાર ધર્મને સજા કરવા મેદાન
પડીયે છીયે!

## નવજોત.

નવજોતનો બનાવ માણસની જીંદગીમાં ઘણો પવિત્ર
ગણાય છે. સરોષ તરફથી ખુદાઈ રોશની જે બસારત રૂપે
માણસને ભિતરમાંથી મળે છે, તેને ઈંગ્રેજીમાં "ઈન્સ્પીરેશન"
કહે છે, પણ "ઈન્સ્પીરેશન"માં માણસ માત્ર મીનોઈ
ખ્યાલો મેળવે છે. ઉંચી બશારતમાં તો રવાનની ચશ્મથી
રોશની દેખાય છે. હાં આપણી મતલબ ઈંગ્રેજીમાં જેને
ઉંચી જાતનું Initiation કહેવામાં આવે છે, જેમાં માણસ
પેગમ્બરી દરજજે ચહડતાં એક પછી એક પરદાઓ ખુલતા
જાય છે, તેને કહેવામાં આવે છે. એને કદાચ આપણો
અવસ્તા ઝંદ શબ્દ "દક્ષત" લાગુ પડે, જે સંસ્કૃત શબ્

"દિક્ષા"ને મળતો આવે છે. "દિક્ષા"નો ઉંચો અર્થ ઇંગ્રેજીમાં Higher Initiation થાય છે. એ વિષેની જરથોશ્તી ખાહેશ કેવી હોવી જોઇયે, તે આપણને પવિત્ર **અહુનવદ** ગાથાનો એક ફકરો પુરો પાડે છેઃ—

**સેજી અથા સ્તા હુઇથીમ મજ્દા અષા વોહૂ મનંઘહા અત્ તત્ મોઇ દક્ષ્તેમ દાતા અહ્યા અંઘહેઉશ વીસ્પા મએથા યથા વાઓ યજેમ્નસ્ચા ઉર્વાઇધ્યાઓ સ્તવસ અયેની પઇતી.**

"અમરજો (તું), અએ હોરમજદ! ખરેખર એ પ્રમાણે રાસ્તી તથા નેક મનશનીને લીધે છે (ઇઆને તું પોતે રાસ્તી તથા નેક મનશનીનું અસંકાર રૂપ છે) તો, આ દુનીયામાં (મારી) તમામ જીંદગી ગુજારવા બાબે એવી બશારત કર, જેથી વધારે ભકિત ભાવથી તારી પરસ્તેશ કરનાર તથા તારી કીર્તિ ગાનાર તરીકે (હું) તારી નજદીક પહોંચું."

[અહુનવદ ગાથા, હા ૩૪, ફ. ૬ઠો.]

એવાં "ઇનીશીએશન"માના કોઇકની ઝાંખી નકલ તે આપણી "નવજોત" ક્રિયા હોય એમ લાગે છે. પણ એ "ઝાંખી નકલ"માંથી સુદ્ધાં પુષ્કળ ખુબી સમજી શકાય. એક જરથોશ્તીની જીંદગીમાં આ બનાવ મોટામાં મોટો ગણાવો જોઇયે—તે એક બાળકને દીનમાં દાખલ થવાનો વખત છે કે જ્યારથી તે ખુદાઈ કાયદામાં—દીનમાં—દાખલ થાય છે, અને પોતાના કર્મને માટે જવાબદાર થાય છે; અને તે સાથે તેને પેલી મહાન "દક્ષત" (દીક્ષા અથવા initiation) તરફ પોતાની નજર રાખવાની છે કે જેની

અશારત મારફતે પોતાના ગુરૂ જરથોસ્ત અથવા સરોષ તરફથી મીનોઈ જ્ઞાન મેળવી અહુરમજદની સનમુખ સંપૂર્ણ અશો થઈ ઉભો રહેવાને તે લાયક થાય.

ખરેખર આપણી જીંદગીનો આ એક મહાન બનાવ છે. આ નાનો વિષય લખવાની મતલબ પણ આ "સોનેરી દરવાજા"માં દાખલ થઈ–આ મીનોઇ મહેલની બહારની દરબારમાં દાખલ થઈ–કેવી રીતની જીંદગી ગુજારવી જોઈયે તેનો કાંઈક ઝાંખો ખયાલ મેલવવાની છે.*

કેટલીકવાર નવજોત વગેરે હીંગામો માટે જે ખરચો કરવામાં આવે છે તે વાજબી રીતે થવાને બદલે માત્ર સગાં-સ્નેહી અને દોસ્ત આસનાવોમાં કીર્તી મેળવવાની નેમમાં ખરચાય છે. એવી ક્રિયાઓ પાંચ માણસની "અંજુમન" સન્મુખ તો થવી જોઇયે, પણ પાંચને બદલે પાંચસો માણસોને લખલુટ ખરચથી જમાડવાને બદલે આ પવિત્ર બનાવની યાદમાં ખરેખરાં ભૂખે મરતાં અને મોહોતાજમંદ માણસોમાં તે પૈસો વપરાયો હોય તો તે કેટલો ફાયદો કરે તે કહેવાઈ શકાતું નથી.

તે સાથે જેને જોગવાઈ હોય તે જો પોતાના બાળકની નવજોત સાથ કોઈ ગરીબોના બાળકની નવજોત કરી આપે તો વધારે ફાયદો થાય.

---

*જુઓ "નવજોત પોથી," તથા ચેરાગ, જાનેવારી ૧૯૦૮.

## શાહદી—લગ્ન.

માણુસની જીંદગીની અંદર બીજો પવિત્ર બનાવ લગ્ન છે. માણુસ જાતમાં લગ્નની મૂળ નેમ માણુસ પેદા કરવાની છે. પેદા કરનાર પેદા કરવાના સાધન વગર કોઈ ચીજ પેદા કરી શકે નહી—પેદા કરવાને કોઈ સાધન જોઈયે, માણુસને પેદા કરવાને પેદા કરનાર માટે માણુસ જેવુંજ સાધન જોઈયે. તે માણુસની મારફતે માણુસ પેદા કરે. એટલા માટે માણુસ પેદા કરવાની નેમ—બીજા શબ્દોમાં બોલીયે તો લગ્નની નેમ—ખુદાઇ છે; એટલા માટે તે પવિત્ર છે. એ શિવાય બીજી મતલબ માત્ર હેવાનીયત ગણાય. એટલા માટે લગ્ન વખતે ધર્મક્રિયાની જરૂર છે—એટલા માટે ચોકસ સંજોગ વખતે ભણુવાની નીરંગ સુધાં જરથોશ્તી ધર્મમાં આપવામાં આવી છે. પણ અફસોસ! ફરેશ્તાઇ રહેવાને બદલે, આપણુ એક એવા જમાનામાં રહીયે છીયે કે, હેવાનીઅત માણુસના ધર્મ તરીકે પસાર થાય છે! આપણુને જાનવરી નહી, પણ ફરેશ્તાઇ ફરજંદો પેદા કરવાનાં છે. તે માટે તેવીજ રીતની જીંદગી માબાપોએ ગુજારી, તેવાજ કાયદાઓ શોધી કહાડી તે કાયદા ઉપર અમલ કરી તેવી રીતનાં ફરજંદોની વૃદ્ધિ કરવી જોઇયે. આ માત્ર નાનો વિષય છે એટલા માટે એમાં આ મહાન બાબત વિષે વધુ વીસ્તારી શકાતું નથી. નવજોતના લખલુટ ખરચો માટે જે વિચારો જણાવ્યા છે તેજ અત્રે પણ લાગુ પડે છે. બલકે વધુઃ

જરથોશ્તીઓમાં જેટલો ઉડાઉ અને લખલુટ ખરચ—કેટલીકવાર અવિચારી ખરચ—લગ્ન અથવા શાદી રામશનીને નામે થાય છે, તેટલો બીજા કોઇ હીગાંમ ઉપર થતો નહી હશે. ગરીબો તેમાં પાયમાલ થઇ જાય છે.

લગ્ન જે ઉપર જણાવ્યા પ્રમાણે એક ખુદાઇ બનાવ છે તેણે બજારી સોદાનું રૂપ પકડયું છે. વર વેચાય છે, કન્યાના બાપ દંડાય છે! જે કામ કુદરતી નજરે જોતાં કોઈ મોટા ખરચ વગર થવું જોઇયે, તે કામમાં કુટુંબો તારાજ થાય છે. જે કામથી એક સંસાર સુલેહ ભરેલો અને સુખવાસી થવો જોઇયે, તે કામ જુદાઇ પેદા કરનાર થઈ પડયું છે.

જેમ બીજી બાબદોમાં પરહેજગારીની જરૂર જણાવવામાં આવી છે, તેમ લગ્નની મતલબ પેશ પાડવામાં પણ જો સાદાઇ અને પરહેજગારી પાલવામાં ન આવે તો, તેથી દુ:ખ અને સંતાપ આવી મલે.

પાશ્ચાત અભિપ્રાયોથી બીહીને આપણા લોકોએ લગ્નના સંબંધમાં ઘણીક ક્રિયાઓ રદ કીધી છે, અને બજારના દલાલો જેમ "હાથેવારો" મેળવી સોદો નક્કી કરે છે તેમ એક હથેવારો રાખી બાકીની ક્રિયા ધીમે ધીમે રદ કરવામાં આવે છે. પણ તે છતાં ખરચ તો વધતા જાય છે. તેનું કારણ એ કે, જે કાંઇ મીનોઈને લગતી રીતભાત અને ઓછા ખરચની, તેની જગ્યા ગેતીને લગતી રીતભાતો, અને વધારે ખરચાલુ, આમેજ થતી જાય છે. આજના

કપડાં અને જણસો તરફ નજર કરો--તંકલીદી અને ખરચાલુ--અને ખાનપાન તરફ નેગાહ પોંહોચાડો--તે સઘળું અ-જરથોશ્તી દેખાશે. એક જરથોશ્તી ખાનુ, ખાનગી કે જાહેર, કુટુંબમાં કે બહાર, સાદુ હોવા સાથ, બાજ ધરીને પુરતી ગંભીરાઈથી લેવાવું જોઈયે. ઉપર કહ્યા પ્રમાણે લગન એક પવિત્ર બનાવ છે. તેમાં પરણતાં જોડાંની આસ-પાસ ફરેશ્તાઓની હુવા મેલવવા તેમની આમદાની થવી જોઈયે; જે માટે ત્યાં આતશ, લોબાન, પુલ, ઈત્યાદીની ખુશબો રાખવામાં આવે છે. આ ઠેકાણે ગંભીર શાન્તી, માંથ્રના કલામો, આશીર્વાદો, ઈત્યાદીની જરૂર છે. પણ એક બાજુ આ પવિત્ર ક્રિયા ચાલતી હોય, ત્યારે બીજી બાજુ, તુરત કે પછી, દારૂ સાથના ખાણામાં "હુરરે" ના પોકારો, બુમ બરાડા, તરેહવાર ઠઠા મશકરી, આ પવિત્ર હિંગામને ફરેશ્તાઈ કરતાં દેવયસ્ની દેખાવનું રૂપ આપે છે! આપણને આ દુનિયાંને બેહેશ્ત બનાવાનું છે તે શું "હીપહીપ હુરરે" થી બની શકશે?

ફીશીયારી અને ફૅશન બતાવવાને ઘણા માણસોને એજન કરી ફેસ્તો અને ફાર્સ કરવાને બદલે, ગુંજાસ મુજબ માણસોની અંજુમન બોલવવાથી વધારે સારી રીતે મેનેજ થઈ શકે, અને હીંગામ વધારે સમાધાની ભરેલો અને ખરેખર ધર્મી રીતે પસાર થઈ શકે.

## પરણેલી જીંદગી.

પરણ્યા પછી કામીક ખવાસ જાગૃત થતાં માણુસ ઇશ્કી થાય એ સ્વાભાવીક છે. પણ તેને વશ થવાને બદલે જે તેને કાબુમાં રાખે તે ખરો જરથોશ્તી. તેને વશ કરવાને બદલે તેને જે વશ થાય તે નહીં. આ ખવાસ માણુસને મતાંદ્ધ, ઉડાઉ, અવિચારી, ગર્વીષ્ટ, ઇત્યાદી બનાવે છે, અને તેથી તે પોતાના ગજા ઉપરાંત ખરચ સાથ મોજીલી જીંદગી ગુજારવા પડે છે. ઘણા વર્ષ નહી જાય તે આગમચ તે પોતાની ભૂલ જોય છે, પણ તે ભૂલ ઘણી મોડેથી જોય છે.

એટલા માટે દરેક જરથોશ્તી જુવાનને પોતાના સ્વભાવ ઉપર ખુબ બારીકીથી અને ચોકસાઇથી નજર રાખવાનો જે વખત છે તે આજ વખત છે. એ રંગીલી જીંદગીના શીહા ગારમાંથી જેમ દુર રહેવાય તેમ ઠીક. આ તે વખત છે કે જે વખતે પોતાનાં માબાપ કે વાલીની રાહબરી અને સલાહ અને પનાહની ઘણીજ જરૂર છે; પણ અફસોસ સાથ જોવું પડે છે કે આજે જે વખત એવી વડીલોની પનાહપોશીની, સલાહની, અને મદદની ઘણી જરૂર, તેજ વખતે જરથોશ્તી જુવાનો તે છોડી જાય છે, અને પછી તેમની ચીંતાતુર થઇ પડેલી હાલત વિષે તો તેઓજ જાણે !

## મરણ પછી.

મરણ એક કુદરતી બનાવ છે. જે જન્મે તે મરે. જેણે જન્મ લીધો તે મરવાને કાજે. પણ મરણ એટલે શું ?

તે માત્ર શરીર જે જુદાં જુદાં ખાકી તત્વોનું બનેલું છે તે ખાકી તત્વોને છુટાં પડવાનો વખત આવવાથી રવાનનું તે છોડી જવું--આ બનાવને આપણે મરણ કહીયે છીયે. રવાન જે ખરેખરૂં માણસ છે, જે અમર છે, તે કાંઈ મરતુ નથી. આટલી સેહેલી વાત મરણ વખતે ભુલી જવાય છે, અને માણસને અનદીઠ દુનિયાંમાં પાસ થઇ જતાં--તેને આ દુઃખીયારી દુનિયાંમાંથી સુખવાસી હાલતમાં દાખલ થતાં--ગોયા કાંઇક મોટી આફ્ત આવી પડી હોય એવી રીતે રડાકુટ અને તોફાણ મચાવવામાં આવે છે. મતલબ એ કે જાણે સગાં વહાલાંઓ અને દોસ્ત આસનાવો, પોતાના સ્વાર્થને માટે, ગોયા ગુજર પામનારને સુખવાસી મુકામ (બેહેસ્ત) માં જવા દેવા ઇચ્છતાં નથી! તેમના તોફાણ, રડાકુટ, અને કલાપીટની કુદરત કાંઇ દરકાર કરનાર છે? તે માણસની મુર્ખાઈ અને અજ્ઞાનપણા ઉપર હસે છે!

શું આ ઢોંગ માત્ર લોકોને જણાવવાને નથી હોતો? પોતાની મોહરદારના મરણ પછી ઘણું તોફાન મચાવનાર અને ઘણું રડનારને આપણે બે ચાર મહીનામાં બીજી બઇરી કરી લાવતાં જોયા છે!

પણ આપણે હ્યાં એક જુદીજ બાબત ઉપર બોલવાનું છે. પોતાને મનગમતી ચીજોના ખાન-પાનના પુવારા ઉડે છે, તે એટલાં સુધી કે મોહલ્લાના ભીખારી અને ઢોર પણ ધરાઇ જાય--અને તે ખરચ "બાજ રોજગારને ખાતે" ઉધારવામાં આવે છે!

આપણ ઇચ્છીશું કે એક મરનારની પાછલ એક વર્ષમાં આપણા જરથોશ્તીઓ ખાનપાન અને મીષ્ટાન ઉપર જે ખરચ કરે છે, તેનો અરધોજ ભાગ મરનારની નૈયતે ગરીબો અને ભુખે મરતાંઓને ઇંજાયલું ભોજન જમાડવામાં, અને કોઇ જાણકાર પવિત્ર મોબેદ શોધી કહાડી તેની પાસ ઘટતી ક્રિયા અને ભણુતર ભણાવવામાં ખરચાય. જો જરથોશ્તીઓ પોતે ખાઇપીને તે ખરચ મરનારને ખાતે ચહડાવતા હોય તો તેઓ એક જાતનો ગુનાહ કરે છે. આ દુનિયામાં થયલાં કામો, ક્રિયાઓ કે ભણુતરોની જે અસર રવાનને પહોંચે તે માટે કેટલો ખરચ થતો હશે તેની તપાસ લેવા બેસીયે તો તે ઘણું કરી નિર્જીવ ખરચમાં આવે. ખરેખર રવાનને મદદ મળે તે માત્ર એક સ્વચ્છ અંતઃ-કરણમાંથી નીકળતા મોહોબતના ઉભરાની, તેવા ઉભરા સાથ ભણેલી માંથ્રવાણીની, અને જો તે રવાનનું ધ્યાન આ દુનિયામાં રહેલું હોય તો કાંઇક દરાન–મેજ સાથની ક્રિયાની. આ માટે શું સેંકડો રૂપિયાના ખર્ચની જરૂર છે? ખચિત નહી.

ગુજર પામેલાં રવાન પાછળ પવિત્રાઇ, પ્યાર અને દીલસોજીથી જે ક્રિયા ભણુતર વગેરે થાય, તે સીવાય બીજા ખરચો, મેહનત અને ઉપકાર કરવા જેવા દેખાવો કરવા તે ફોકટના છે એટલુંજ નહીં, પણ કેટલીકવાર તો તે ગુજર-નારના હકમાં ફાયદાને બદલે નુકશાન કરનારા હોય એમ કહી શકાય. ક્રિયાને લગતી બાબદો માટે જેટલી આતુરતા

બતાવવામાં આવે તેટલી ક્રિયા કરનાર લાયક મોબેદ શોધી કહાડવામાં બતાવવામાં આવે તો મોટો ફાયદો થાય.



આ વિષય લખવાની મૂળ નેમ એ છે કે જરથોશ્તી ટોળામાં ધર્મને બહાને, સર અવસરે, અને બીજે બહાને હાલ મોજ મજાહ વધી પડી છે. જે મોજમજાહો અસલ તાલેવંતો નહીં ભોગવતા હતા તે હમણા ગરીબ જરથોશ્તીઓ શોધે છે. આથી જરથોશ્તીઓ **ધર્મી એટલે સાદી અને પવિત્ર જીંદગી** ગુજારતા બંધ પડતા જાય છે. આ ફાની દુનિયાંમાં દુનિયાઈ લાલચો અને મોજ મજાહોમાં વધારે ગરકાવ થવું એ ખુદાથી દુર થવા બરાબર છે. સૃષ્ટિમાં મીનો અને ગેતી બે ધૃવો છે. જો મીનો તરફ જવું હોય તો ગેતીથી દુર થતા જવું; જો ગેતી તરફ જઇયે તો મીનોથી દુર થવુંજ જોઇયે. મીનોઈ જીંદગી એટલે અહુરમજદને લગતી જીંદગી ગુજારવાની દરેક જરથોશ્તીની ફરજ છે અને તે સાદાઈ અને પવિત્રાઈમાં સમાયલી છે. તેમાં અટકાવ નાખનાર ગોયા અહુરમજદના કામમાં અટકાવ નાખે છે, જે આપણે આગળ જોઇ આવ્યા છીયે.

એક અષો માણુસ કેટલી બધી મીનોઈ શક્તિ ધરાવે છે તેનો ખ્યાલ જેઓ શરિરનાંજ બળને માત્ર જોર ગણતા હોય તેઓને આવે નહી. શરીરનું બળ માત્ર હેવાની બળ છે—તે તો બલદ અને ઘોડાને પણ હોય--પણ મીનોઈ બળ

બીનોઇ દુનિયાંમાં જે કામ બજાવે છે તેનો ખ્યાલ સાધારણ માણસને આવે નહીં. એવો અષો માણસ પોતાની સ્વચ્છ મનશકિતને લીધે આ દુનિયાંના પિતા જેવો છે--તે ધર્મનુ અને ટોળાનું રક્ષણ કરનાર છે.--તે બચાવનાર છે.

ફ્રુમાઓ અસ્તી અષવા વૅરથ્રજાઓ વહિશ્તો ફ્રશુશે ચરેકેરેમહી.

હે પતા ગેઉશ્ચા અષંઘહાચા અષઓનસ્ચા અષ વઇર્યાઓચા સ્તોઇશ.

હુઇથ્યાઓ વંઘહુહાઓ યેજહે વે મસ્નાનસ્ચા વંઘહાનસ્ચા શ્રયનસ્ચા ચરેકેરેમહી.

હેચાં ના ફ્રુમાઓ નીશંઘહરંતુ હે ઐવ્યાક્ષયતુ હચા અષાચા, વાસ્નાચા ફ્રારાઇતિચા સ્ટિીથ્યાચા અઇનિતિચા આથ્રાચા અહુરહે મજદાઓ.

"અશો માણસ આબાદી કરનાર, ફતેહમંદ, તથા સર્વોતમ છે, અમો પણ તેવી અશોઇ ધરાવા ઇચ્છીએ છીએ

"તે અશો માણસ અશોઇની પુઠે ચાલવાથી દુનિયાંનો તથા અશો (અહુરમજદ)ની અશોઇની મરજી પ્રમાણે ચાલનારી પેદાએશનો પીતા છે.

"અશો માણસ ખરેખરૂં ભલું આપનારો છે, જેની મોટાઇ ખુબી તથા શોભાને તમારામાં અમો ઇચ્છીએ છીએ,

"અશો માણસ અશોઇથી, ઉદ્યોગથી, સખાવતથી, જ્ઞાનથી નમ્રતાથી તથા અહુરમજદના આતશથી અમોને હમેશાં બચાવશે તથા સંભાળશે.

[યજશ્ને, હા ૫૮.]

અલબત અષો જીંદગીના જે ફાયદાઓ અત્રે દર્શાવ્યા છે તે અગણીત ફાયદાઓમાંના બહુ થોડા છે, તે સર્વેનું વિગતવાર અને વિસ્તીર્ણ વર્ણન કરવાને જેમ મારી અદના કલમ અશક્ત છે, તેમજ આ વિષય પુરતો નથી, કે જે વિષય એક નાના ભોમિયા તરીકે જરથોશ્તી ઘરોમાં જવાબ દેનાર છે. પણ આ નાની પોથીથી કોઈક જરથોશ્તીને આ દુનિયાના લોભ લાલચથી દુર રહેવાને, અથવા મીનોઇ જીંદગી તરફ તેનું ધ્યાન લઈ જવાને, કોઈ વારની મદદ મળશે, તો તેથી આપણ કામ પાર પડેલુ સમજીશું.



# ચૅરાગ.

[સ્થાપ્યું સને ૧૯૦૦]

જરથોસ્તીઓ માટે ધર્મ તથા સંસારને લગતું એકલું માસીક ચોપાન્યું.

અધીપતિઃ—અરદેશર નશરવાનજી બીલીમોરીઆ.

આ ચોપાન્યું વેદાન્ત, સુફીઝમ, થીઑસૉફી, આત્મજ્ઞાન, આજની વિદ્યા અને પશ્ચિમની ફીલસુફીની મદદથી જરથોસ્તી ધર્મ ઉપર રોશની ફેલાવે છે; તે ઉપરાંત સઘળી વૃદ્ધિઆત્મક (Progressive) હીલચાલો, જેવી કે સાઈકૉલૉજી, મેગ્નૅટીઝમ, જીવદયા, વેજીટેરિયનીઝમ વગેરેની હિમાયત કરે છે. કોઈ પણ પક્ષના સંકોચાયલા આચાર વિચારોથી હદ્દ બાંધવાને બદલે, જરથોસ્તી ધર્મની મૂળ નેમ ધ્યાનમાં રાખી, તેનો વિસ્તાર વિશાળ અને બહોળો રાખવામાં આવ્યો છે.

સેંકડો સંતોષના ઉદગારો નિરંતર આવતા રહે છે.

લવાજમ—વર્ષના રૂ ૩॥, હિંદી પોસ્ટેજ સાથે; દર્યા માર્ગે રૂ. ૪॥; આગૅ ઉપર લેવામાં આવે છે.

—•—•—

ચૅરાગ ઑફીસ;
દસ્તુર કૉટેજ, કુલસીકુઈ,
નવસારી.